# ક્રાંતિના માર્ગે

માભોમની આઝાદી માટે લડાયેલા
જંગોની રોમાંચભરી તેજસ્વી તવારીખ
[ ૧૮૫૭ થી ૧૯૪૫ ]

:: લેખક ::
સત્યદેવ વિદ્યાલંકાર



:: અનુવાદક ::
મધુકર રાંદેરીયા એમ. એ.



કિમ્મત ૨–૮–૦

મુખ્ય વિક્રેતા
ઓગસ્ટ પ્રકાશન મંદીર
જય હિન્દ બુક ડીપો
૬૯ વિઠ્ઠલભાઈ પટેલ રોડ
સી. પી. ટૅંક, મુંબઈ ૪.
તાર સરનામું "ચલો દિલ્લી"



શ્રી હેમરાજ રણછોડદાસ બેટાઇ   શ્રીમતિ હીરાબ્હેન બેટાઈ

★

નેતાજીએ શરૂ કરેલા માભોમના મુક્તિ સંગ્રામમાં આઝાદી કાજે કેસરીયા કરનાર ગરવી ગુજરાતના સૈનિક દંપતિને સપ્રેમ સાદર

# ક્રાંતિના માર્ગે



વતનની આઝાદીના ઓ આશકો ! 'જય હિન્દ'ની અમારી સલામી ઝીલો.

જય હિન્દ !

હાથમાં ત્રિરંગી ઝંડો ઝાલી, 'સર પર તિરંગા ઝંડા જલતા દીખા રહા હૈ' નું ખુશીનું ગીત લલકારતા, ને કદમ કદમ આગે બઢતા શેર હિન્દ, જાંબાજ, નવજુવાન આઝાદ હિન્દ ફોજના સૈનિકો આખા રાષ્ટ્રની સલામીના દાવાદાર છે. એમણે ત્રિરંગી ઝંડાનું ગૌરવ રાખ્યું છે, એટલું જ નહીં, એને બઢાવ્યું પણ છે. પણ કપડાના ટુકડામાં રાષ્ટ્રનો ઝંડો બનવા સાથે તાકાત નથી આવતી. એ તાકાત આવે છે આવા જુવાન વીર સુભટો પામેથી, જે એની શાન વધારે છે, જે લાખોની સંખ્યામાં એના નામ પર કુરબાની કરવા ખડે પગે થઇ જાય છે. પોતાના પ્રાણની શેતરંજ બિછાવી; રણજંગમાં વાહોમ કરી મુકાવી દેનાર આ નરબંકાઓએ જગતની સામે રાષ્ટ્રપ્રેમ, રાષ્ટ્રભક્તિ ને સ્વાર્પણની એક અમૂલ્ય, અનુપમ જીવનકહાણી રજૂ કરી દીધી છે. ને તેથી જ એમનું સૂત્ર 'જય હિંદ' આજે મુક્તિમંત્ર જેવું બની, બાળક

ને વૃદ્ધ, સ્ત્રી અને પુરુષ, હિન્દુ ને મુસલમાન સૌના દિલમાં ઘર કરી ગયું છે, સૌના હોઠ પર ઉમળકાથી લહેરી રહ્યું છે, ને એના પડઘા સાંભળતાં પરદેશી શાહીવાદના હૃદયમાં ધડકાટ પેદા થાય છે,

'સ્વરાજ્ય મારો જન્મ સિદ્ધ હક છે.'

૧૯૧૬ માં, લખનૌની ઐતિહાસિક મહાસભા અધિવેશનમાં લોકમાન્ય તિલકે આઝાદીના આ મૂળ મંત્રનું ઉચ્ચારણ કર્યું, અને પ્રાણી માત્રના આત્માના સ્વભાવસિદ્ધ ધર્મની સ્પષ્ટ શબ્દોમાં જાહેરાત કરી. અને એના ઉત્તરાર્ધમાં એમણે ઉચ્ચાર્યું કે, "હું એ અવશ્ય પ્રાપ્ત કરીશ." અને પ્રાણીમાત્રની સ્વાભાવિક પ્રવૃત્તિનું આનાથી એમણે પ્રતિપાદન કર્યું. અગ્નિનો સ્વભાવ છે સળગાવવાનો એની આંચ લાગે ને જેમ દરેક વસ્તુ રાખ થઇ જાય, તેમજ આઝાદી યા સ્વરાજ, પ્રાણીમાત્રનો મૂળ ગુણ છે ને એની પ્રાપ્તિ માટેના પ્રયત્નો એની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. હા, ક્રાંતિ, વિપ્લવ ને ઇન્કિલાબ પણ આ પ્રયત્નોમાં સામેલ થઇ જાય છે. જે હિન્દ ભૂમિનો પાછલાં કેટલાયે વર્ષોનો ઇતિહાસ આવી જ ક્રાંતિની આગથી ભડભડતો છે.

શ્રી. સુભાષચંદ્ર બોઝ, આવા જ એક મહાન ક્રાંતિકારી હતા. એમના રહસ્યપૂર્ણ જીવનમાંથી જડી તેવી વાતો, આ પાનાંઓ પર આકાર પામી છે. આધુનિક લૌકિક ભાષામાં નેતાજીએ હિંસાનો માર્ગ ધારણ કર્યો ને આપણો દેશ તો મહાત્માજીના નેતૃત્વ હેઠળ અહિંસાનો સર્વથા નવીન પ્રયોગ આદરતો, નવા ઇતિહાસનું ઘડતર કરી રહ્યો હતો. પરંતુ ઇતિહાસના ઘડતરમાં આત્મોત્સર્ગ, બલિદાન, કષ્ટ સહન, ને સર્વસ્વ ત્યાગ અનિવાર્ય છે; ને નેતાજીએ અને એમના સાથીઓએ એ રીતે જ ઇતિહાસ રચ્યો છે.

ગાંધીજી લખે છે, તલવાર એ શુરની નિશાની નથી, કાયરની સંજ્ઞા છે. પરંતુ પોતાનો જાન બચાવવાને માટે જેણે તલવાર ઉઠાવી છે તે કાનુનની નજરે પણ હિંસા નથી, કરતો, ને અહિંસા પણ

એની પીઠ ઠોકે છે. ધર્મ એને શાબાશી પોકારે છે જેની નિયતમાં હિંસા નથી, તે તલવાર ઉઠાવવાથી નથી. કાયર ગણાતો નથી હિંસક લેખાતો દેશની આઝાદીને રક્ષવા માટે ખેંચાયેલી તલવારનું નામ હિંસા નથી આત્મ સમર્પણ યા આત્મ રક્ષણ છે. તલવાર હિંસાનું સાધન નથી, રક્ષાનું સાધન છે.

હાથનો સાચો, લંગોટીનો પાકો, કીર્તિના મોહથી દુર ને સ્વાર્થથી મુકત માનવી પોતાના ને પારકાના પ્રાણની રક્ષા માટે, જાણતાં અજાણતા જે દિવસે પણ તલવાર ઉઠાવે છે. ત્યારે ને અહિંસાને લજાવતો નથી. બલકે એનું નામ રોશન કરે છે. શિર હથેળીમા રાખીને રણમેદાનમાં નીકળનાર જાંબાજ અહિંસાની ખાંડાની ધાર પર ઉઘાડે પગે નિર્ભયતાથી ચાલી શકે છે. એ નિર્વિવાદ વાત છે.

આમ છતા નેતાજી અને એમના સાથીઓએ જે કાંઇ કર્યું છે તે તરફ દોષપૂર્ણ દષ્ટિએ જોનારને જણાવવું જરૂરી છે કે આઝાદ હિન્દ ફોજ અને સરકાર જાપાનીઓના હાથની કઠપૂતળી હરગિજ નહોતા છતા અનેક અપરાધો માટે એમને દોષિત ગણતાયે ન્યાયની ખાતર કહેવું જરૂરી છે કે એમણે જે કાંઇ કર્યું છે તે કોઇ લોભ યા લાલચ ને વશ થઇ ને નહી પણ સાચી દેશ ભકિતની ભાવનાથી કર્યું છે. એમનું કાર્ય કદાચ કોઇને બુદ્ધિયુકત ને કોઇને ભ્રમપૂર્ણ લાગે પરંતુ એની પાછળ ઉત્કૃષ્ટ દેશ પ્રેમનું પ્રેરણા બળ હતું. પોતાની જનમભોમની મુકિત એજ એક માત્ર એમનું લક્ષ્ય હતુ આમ છતાં, કોઇ પ્રકારના વિવાદ યા ઝઘડામા ન પડતાં આ પુસ્તકમાં સાચી ઘટનાઓનું વિસ્તૃત વર્ણન જ કર્યું છે. હિંસા-અહિંસાના દાર્શનિક વિવેચનની ચર્ચા આ પુસ્તકનો ઉદ્દેશ નથી. ૧૮૫૭ પછી રાષ્ટ્ર મુકિત માટે કરવામા આવેલા સતત પ્રયાસોની એક શૃંખલા વાચકો સમક્ષ ઉપસ્થિત કરવાનો જ એનો હેતુ છે, મુકિતની ભાવના ને આંકાક્ષા માનવીનો કેવી રીતે કાયાકલ્પ કરી દે છે તેનું જીવંત ઉદાહરણ અહીં જડી રહેશે. ગુલામીના અભિશાપમાં ફસાયેલા આપણે દેશવાસીઓએ

આઝાદીના આ આશકોની પ્રાણવંતી કહાણીનો, આ દૃષ્ટિએ, ગીતાપાઠ કરવો જોઇએ.

આઝાદી ! મુકમ્મિલ આઝાદી !

'જય હિન્દ'ના મંત્રનો ગુંજારવ કરી, બલિવેદી પર ચઢનારામાંના પ્રત્યેકના હૃદયમાં આઝાદ થવાની ને આઝાદ કરવાની હોંશ ભરી હતી. એમને ફતેહ મેળવી, પારકાં રાષ્ટ્રોને પોતાની એડી નીચે ચગદવાં નહોતાં એમનાં બલિદાન પાછળ શુદ્ધ નિર્મળ અહિંસાની ભાવના હતી, ને તેથી જ 'જય હિન્દ' શબ્દ એમણે અપનાવ્યો તેવો રાષ્ટ્રમંત્ર બની ગયો.

'જય હિન્દ' શબ્દે જાતિભેદ મિટાવી દીધા. ધર્મના ઝઘડા લુપ્ત કરી દીધા, સ્ત્રી પુરુષના અધિકારની સીમા લોપી દીધી, સ્પર્શા સ્પર્શને ટાળી દીધો, ઉંચ નીચનાં ભાન ભુલાવી દીધાં, રાષ્ટ્રીયતા જાગ્રત કરી, હિન્દ જેને માટે તલપી રહ્યું હતું તેવી કૌમિયત પેદા કરી, ખાનપાન એક કર્યું, બોલી એક કરી, ભાઇ ભાઇ એકમેકને ગળે વીંટળાઈ ગયા. આ પુસ્તકના વાંચનથી મનમાં એવો સંસ્કાર જાગે છે કે, ઊઠો, કંઇક કરો, મરી ખૂટો, ગુલામ તરીકે જીવતા ન રહો; જીવો તો આઝાદીનો દમ ભરતા જીવો.

આ છે "ક્રાંતિના માર્ગે" પુસ્તકનો સંદેશ. 'સૂરજ બન કર જગમેં ચમકે, ભારત નામ મોહાગા' આ છે "ક્રાંતિના માર્ગેની" આશા, ને પ્રેરણા. ગુલામ ભારતવાસીના હૃદયની ભૂમિમાં આ બીજનું આરોપણ આ પુસ્તકથી શકય થશે તો પ્રયત્ન સાર્થક થયો લેખાશે.

અંત્રે, પુસ્તકના પ્રકાશન અંગે, નાની મોટી જવાબદારીમાં મને સહાયભૂત થનાર મારા યુવાન મિત્ર ભાઇ રવીન્દ્ર સાંકળિયાનો આભાર, ઋણ ચોરીમાંથી ટળવા, જરૂર માનવો જોઇએ.

જય હિન્દ !

મધુકર રાંદેરિયા.

# પહેલી નજરે



પ્રકરણ | પૃષ્ઠ





૧

# જનમભોમનો સાદ

**આંધી,** તુફાન અને ઝઝાવાતની માફક, જનમભોમનો સાદ સાભળીને, એને આઝાદ કરવાની એક માત્ર ધૂનમા, ભારતના વીરો, ક્ષિતિજને પેલે પારથી, આગેકદમ બઢાવતા, વણથભ્યા, વણરોક્યા આવી રહ્યા હતા ઇમ્ફાલ અને મણિપુરના જગી મોરચાઓ પર એમણે જિદગીની શેતરજ માડી દીધેલી હોગકોગ, સિગાપુર અને રગૂન ગજીફાના પાનાઓને જોડી ઊભા કરેલા મકાનની માફક પડતા જોઇને, લાગતુ કે ઇમ્ફાલમા પણ અગ્રેજ ફોજના મૂળિયા ઊખેડવામા ઝાઝો સમય નહી લાગે પણ એમને ક્યા માલૂમ હતુ કે ઘટનાઓ ત્યાથી નવુ જ રૂપ ધારણ કરશે ને એમની સમગ્ર આશા, ઉમગ, ને આકાક્ષાઓ હિમપાતથી જામી જશે! ભારતમાને આઝાદ ને સ્વાધીન જોવાનુ એમના ભાગ્યમા નહોતુ લખ્યુ. ભારતની આઝાદીના સગ્રામોને દ્રોહનુ બદસૂરત નામ આપી, પોતાની જિદગીનો ખેલ ખેલનાર દેશભક્તોને દ્રોહી ને બળવાખોર કહેવાની રસમ નવી નથી ઇતિહાસની એક વાર પુનરાવૃત્તિ થઇ ગઇ

પરદાની પાછળ આમજનતાની આંખોથી દૂર એક નવુ નાટક ભજવાઇ રહ્યુ હતુ. એ નાટકનો સૂત્રધાર જિંદગીની જે ચિર સાધનાની પૂર્તિમા ગુથાએલ હતો, તેની પૂરી માહિતી, આ દેશવાસીઓને મળવી મુશ્કેલ હતી રેડિયો, તારટપાલ, ટેલિફોન, ને સમાચાર પત્રોના વીજળીવેગી યુગમા, જ્યારે દુનિયાની દીવાલો વચ્ચેનુ અતર લુપ્ત થતુ જાય છે ત્યારે અમારો આ અભાગી દેશ જ બાકીની દુનિયાથી આજે ય કોશોના અતર દૂર છે મહાયુદ્ધની વતમાનનીતિ અનુસાર જે મોરચાબધી યુદ્ધક્ષેત્રની સીમા પર કરાય છે, તેની સાથે એક બીજી મોરચાબધી કરવી પણ જરૂરી થઇ પડી છે એનુ નામ આજકાલની ભાષામા છે, સેન્સરશીપ' યુદ્ધક્ષેત્ર પરથી શુ, પણ આવા દિવસોમા એક દેશથી બીજે દેશ જનારા સમાચારો પર પણ એવુ જડ નિયત્રણ રખાય છે કે કોઇ સમાચાર આ સેન્સરની ગળણીમાથી ગળાયા વિના છટકી શકતા નથી દુશ્મન' મનાયેલા દેશ તરફથી આવતા સમાચારો પર તો એથીયે વધુ કરડી નજર નાગી જાય છે ને તેથી બ્રહ્મદેશ, મલાયા જાપાનમા દેશભક્ત ભારતવાસીઓ જે મહાન ઉદ્યોગમા રચ્યા રહેતા હતા, તેની વાતતો અણુસાર આ દેશના લોકોને કદીયે આવી શકે તેમ નહોતુ તો પણ હવાની લહેરની માથે અથડાતી ખબરો આ મોરચાબધીની દીવાલો ભેદીને અહી આવી પહોંચતી સમાચારપત્રો સિવાય પણ આઝાદ હિન્દ ફોજના વીર સુપૂતોની વીરગાથા ને જૌહરની વાત જ્યાત્યા સભળાતી જ રહેતી પવનની પાખ પર ઉડતી આ વાતો ચારે કોર વિસામો ખાવા બેસતી. લોકોના મન પર કેટલીયે કહાણીઓ ને કિસ્સાઓ રોજબરોજ પડતા રહેતા. રગૂન, સિંગાપુર, ને ટોકિયો સિવાય બર્લિનનો રેડિયો પણ કદીક બોની ઊઠી, સમાચારોને વહેતા કરતો આઝાદ હિન્દ સરકારના આઝાદ હિન્દ રેડિયો પરથી ઊઠતો આઝાદ હિન્દનો નાદ પણ અહી આવી ટકરાયા કરતો પહાડી ચોટીઓ પરથી ગાજતો 'જય હિન્દનો પોકાર હિમાલયનાં શિખરો સાથે

અથડાઈ દેશભરમા પડઘા પાડલો, 'ચલો દિલ્હી' 'ચલો દિલ્હી' 'ચલો દિલ્હી' નુ પ્રાણથી ધમકતું કૂચગીત પણ લોકોના કાન પર અથડાતું આ બધાની ચર્ચા થતી, પણ ભયથી આકળા બનેલા લોક માત્ર કાનોકાન વાત કરતા રહ્યા

ઓગસ્ટ ૧૯૪૨ ની મહાન ક્રાન્તિને જાગતી ઝબ્બે કરવા દમનનો જે કોરડો ફેરવવામા આવ્યો, તેનાથી આમજનતામાં ચારેકોર ભયનુ સામ્રાજ્ય વ્યાપી ગયુ

જનતાની નૈતિકતાને ટકાવી રાખનાર દેશનેતાઓ જેલનાં દ્વાર પાછળ અથવા નજરબંધી છાવણીઓના પુરાઈ ગયેલા હતા ને બહાર છવાઈ રહેલી અનૈતિકતાએ જનતાને અધિક બેબાકળી બનાવી મૂકી હતી મહાત્મા ગાધીનો વાઈસરોય સાથેનો પત્રવહેવાર, આગાખાન મહેલમા એમણે કરેલુ અનશનવ્રત, ને તે પછી એમની બીમારી બાદ થયેલી મુક્તિએ પરિસ્થિતિમા થોડી મોકળાશ તો કરી આપી, પણ બીક અને અનૈતિકતાનુ બાહ્ય આવરણ તો એવુ જ રહ્યુ ને આમ છતા, અદરને અદર સળગીરહેનાર જનતાના વિક્ષોભના જવાળામુખી સાથે ટક્કર ઝીલવાનુ બ્રિટિશ સરકારને ઉચિત ન લાગ્યુ જર્મની પછી જાપાને ભોમા તરફ પડી શરણાગતિ સ્વીકારી, જેનો અને નજરબંધી છાવણીના દ્વાર હવે બધ રાખવાનુ કોઈ કારણ નહોતું. ભારતના વાઇસરોય લોર્ડ વેવલના પ્રયત્નોથી સિમલાનો રગમડપ રચાયો, ને એને માટે ત્રણ વર્ષ બાદ, જેનો ને છાવણીઓના કમાડ પરના તાળા ખૂલી ગયા

હિંદકેસરી પંડિત જવાહરલાલ નેહરુ અને ગુજરાતકેસરી સરદાર વલ્લભભાઈની વીરવાણી ચારેકોર ફરી ગાજવા લાગી. સૂનેલા દેશે પડખુ ફેરવ્યું ભયભીત બનેલી જનતાએ ગુમાવેલી નૈતિકતા મેળવવા માડી એના હૃદયમા આત્મશ્રદ્ધા ને પુરુષાર્થની જ્યોત જગવા લાગી ઓગસ્ટ ૧૯૪૨ ની ભીષણ ક્રાન્તિની વાસ્તવિકતા અને આઝાદ હિન્-

ફોજના સૈનિકોની સ્થિતિનો હેવાલ નેહરૂજીએ લોકો સામે રજૂ કર્યો. ઓગસ્ટના છેલ્લા દિવસોમાં કાશ્મીરથી દિલ્હી પાછા ફરતાં, લાહોરમાં એમણે સમાચારપત્રોમાં જે સાહસપૂર્ણ નિવેદન કર્યું, તેનાથી દેશમાં ઉત્સાહનો જુવાળ ફરી વળ્યો. દેશના વીસ હજાર સપૂતો દેશવાસીઓના સોહચુંબક બની ગયા. ચારે બાજુ ચર્ચાઓ જાગી ઊઠી; નેહરૂજીએ જાણે આ પ્રસંગે, પોતાના નિવેદનમાં જનતાના હૃદયમાં છુપાયેલી વેદના ને બેચેનીને વાણી આપી દીધી. એમણે કહ્યું, "આ સવાલે મને કેટલાયે વખતથી ભારે બેચેન બનાવી મુકયો છે; હું આટલો સમય ચૂપ રહ્યો, કારણ મને બીક હતી કે મારા અર્થનો તુરત અનર્થ કરવામાં આવશે." યુદ્ધ પૂરું થયાં પછી બદલાયેલી પરિસ્થિતિની ચર્ચા કરતાં એમણે કહ્યું, "આઝાદ હિન્દ ફોજના અનેક સિપાઈઓને અને અફસરોને અત્યારે ગિરફતાર કરવામાં આવ્યા છે. એમની સાથેનું વર્તન પણ ઠીક નહોતું. ઘણાં તો મૃત્યુની છાયામાં દિવસો વિતાવી રહ્યા છે. આ લોકોને સજા કરવી એ સૌથી વધુ દુર્ભાગ્યપૂર્ણ દુર્ઘટના કહેવાશે, કારણ એમનું જિંદગીનું ધ્યેય તો દેશની આઝાદીનું જ હતું. હિન્દુસ્તાનમાં આવો ફેરફાર થઇ રહ્યો છે, ત્યારે એમની સાથે આવો કઠોર વહેવાર રાખવો એ મોટી ભૂલ છે. એમની સાથે સામાન્ય દ્રોહીઓની માફક કરવામાં આવતા વહેવારનાં પરિણામ બહુ ભયાનક હોઇ શકે. એમને સજા કરવાથી લાખોના દિલમાં ઊંડા ઘેરા ઘા થઇ જશે. આ બાબતમાં તો સુભાગ્યે કોઈ કોમી સવાલ પણ આડો નથી આવતો, કારણ આ ફોજમાં હિન્દુ, મુસલમાન, શિખ વગેરે સૌ સામેલ છે."

. પોતાની સ્થિતિની લાચારી જોતાં સરકારે તુરત એક નિવેદન બહાર પાડી આપીયે વાત પર પડદો ઢાંકવાને, ને પોતાની ન્યાયપ્રિયતાનો ઢંઢેરો પીટાવવાને લશ્કરી અદાલતમાં જાહેર કાર્યવાહી કરવાની ખબર આપી. પરંતુ, જનતાનાં દુઃખદર્દ અને બેચેની દૂર કરવાના ઇરાદાથી વસ્તુસ્થિતિ, અને વાસ્તવિક ઘટનાઓ પર જરાય પ્રકાશ ફેંકવામાં ન આવ્યો.

દિલ્હીમાંના એક સ્થાનિક પત્રના પ્રતિનિધિને મુલાકાત આપતાં નેહરૂજીએ ફરી જણાવ્યું, "ચાલો, એટલુંયે ઠીક થયું કે સરકારે આખા રહસ્ય પર પડેલા પડદાને તો છેવટે હટાવ્યો! પણ આખી પરિસ્થિતિ હજી પ્રગટ નથી થઇ. હું ઇચ્છું છું કે આના પર પૂરો પ્રકાશ પડે, ને આ સેનાના કેટલા સિપાઇઓ ને અફસરો કયા કયા કિલ્લાઓમાં, છાવણીઓમાં ને જેલોમાં સળિયા પાછળ પુરાયા છે તે જાહેર થાય. ઉપરાંત કેટલાની વિરુદ્ધ કયા પ્રકારની કાર્યવાહી કરવામાં આવી છે તે પણ બતાવાય." આંતરરાષ્ટ્રીય કાનૂન અનુસાર, સ્થિતિનું વિવેચન કરતાં એમણે કહ્યું કે એ સમયની પરિસ્થિતિમાં રચાયેલી, ને અનેક વિદેશી સરકારોએ માન્ય કરેલી સેના અને એના બંદીવાનો સાથે, યુદ્ધકેદી જેવો જ વર્તાવ રાખવો જોઇએ. આના પર નાગરિક જનતા અને લશ્કરના સૈનિકે સરખું ધ્યાન આપવું જોઇએ. યુદ્ધ પૂર્ણ થયા પછી યુદ્ધની નહીં પરંતુ શાંતિની દૃષ્ટિથી આ સમગ્ર ઘટના પર વિચાર કરવો જોઇએ. એમણે આઝાદ હિન્દ સેનાની તુલના, ડ ગોલની ફ્રેંચ સેના સાથે કરતાં જણાવ્યું કે પેંતા–સરકારના સમયમાં જ્યારે જર્મન સેનાએ એના સૈનિકો સાથે વિદ્રોહીઓ જેવો વહેવાર કરવા ધાર્યો, ત્યારે જનરલ આઇઝનહાવરે એક કઠોર ચેતવણી આપતાં, જર્મનોને સાવધાન કર્યા હતા, કે એમને સૈનિકો માની એમની સાથે યુદ્ધકેદી જેવો વહેવાર કરવો જોઇએ. ભારતીય અંગ્રેજ સેનાના સૈનિકોએ પણ પોતાના સાથીઓ સાથે સમુચિત વહેવાર રાખવામાં સંતોષ માનવો જોઇએ."

આમ, હિન્દકેસરી નેહરૂજીએ એક અત્યન્ત મહત્ત્વપૂર્ણ પ્રશ્ન તરફ રાષ્ટ્રના આત્મામાં જે જાગૃતિ અને ચેતના પેદા કરી દીધી, તે માટે ભારતીય રાષ્ટ્ર અને એના રહેવાસીઓ ચિરકાલ પર્યંત પંડિતજીના ઋણી રહેશે. એમના આ સાહસનો ઉલ્લેખ રાષ્ટ્રીય મુક્તિજંગના ઇતિહાસનાં પાનાંઓમાં ગૌરવભેર કરવામાં આવશે. સમાચારપત્રો, સભાઓ, સરઘસો ને પ્રદર્શનોના સ્વાંગમાં આ આખી વસ્તુએ તુરત જ એક સજીવ રાષ્ટ્રીય આંદોલનનું

૨૫ ધારણ કરી લીધું. અનેક સમાચાર પત્રોના વિશેષાંક પ્રસિદ્ધ થયા. મુંબઈના પ્રસિદ્ધ ગુજરાતી દૈનિક 'જન્મભૂમિ'એ આ દિશામાં માર્ગ-દર્શન કર્યું નહેરૂજીની પછી આ સવાલને ભારતવ્યાપી બનાવવાનું શ્રેય શ્રી. અમૃતલાલ શેઠને ફાળે જાય છે. વર્ષો પછી, સપ્ટેમ્બરના છેલ્લા અઠવાડિયામાં મુંબઈમાં કોંગ્રેસ મહાસમિતિની જે ઐતિહાસિક બેઠક ભરાઈ એમાં ૨૩ મી એ નેહરૂજીએ એક અગત્યનો મહત્ત્વપૂર્ણ પ્રસ્તાવ રજૂ કર્યો. એમાં આઝાદ હિન્દ સેનાના સૈનિકોને યુદ્ધકેદી માની યુદ્ધ પૂર્ણ થયાને કારણે તુરત મુક્તિ આપવાની માગણી કરતો, પોતાના દેશની મુક્તિને માટે, એમને સજા આપવાના કાર્યને, અત્યંત દુર્ભાગ્યપૂર્ણ, અન્યાયી તથા હિંદ અને ઈંગ્લેંડ વચ્ચેની ખાઈને વધારે ઊંડી ને પહોળી કરનાર તરીકે વર્ણવવામાં આવ્યું હતું; થયેલી સજાઓ રદ કરવાની માગણી પણ જોરશોરથી કરવામાં આવી, મુકદ્દમાઓ માટે એક બચાવસમિતિ પણ નીમાઈ ગઈ. કોંગ્રેસ મહાસમિતિનો આ પ્રસ્તાવ આખા રાષ્ટ્રનો અવાજ હતો, ને સરકારે એમ જ એના તરફ દુર્લક્ષ કરવું વાજબી નહોતું; પણ સરકાર, પોતાના હઠને દુરાગ્રહને શાની છોડે ?

પરિણામ એ આવ્યું કે આ પ્રશ્ન સમગ્ર રાષ્ટ્રનો બની ગયો. 'આઝાદ હિન્દ'ની ભાવના વધુ ને વધુ ઉગ્ર રૂપમાં જાગી ઊઠી. 'જય હિન્દ'નું સૂત્ર આખાયે રાષ્ટ્રનું સૂત્ર બની ગયું, ને 'વંદેમાતરમ' જેવું મહત્ત્વ એને મળી ગયું. 'ચલો દિલ્લી'નું આઝાદ હિન્દ સેનાનુ પ્યારું ગીત નાનાં નાનાં બચ્ચાઓનાં યે મોઢે ચડી ગયું. વિશ્વાસ, એકતા અને બલિદાનની જે પવિત્ર ભાવનાઓ પર આઝાદ હિન્દ સરકારની ઇમારતના પાયા નખાયા હતા, તેણે આ દેશમાં ઊંડાં પગરણ કરી દીધા. એની સામે, સાંપ્રદાયિકતાની માયાજાળ છિન્નભિન્ન જેવી થઈ ગઈ.

'સુભાષકી ફોજકો છોડ દો, લાલ કિલ્લા તોડ દો'નો ગગનગામી પડકાર સહસા સમગ્ર વાયુમંડળમાં ફેલાઇ ગયો.



## ૨

## 'નેતાજી'

**૨૬ મી** જાનેવારીનો દિન 'ભારતીય સ્વતંત્રતાના દિન' તરીકે પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે. ૧૯૨૯મા લાહોરની કોંગ્રેસમાં પૂર્ણ સ્વતંત્રતાનો પ્રસ્તાવ પસાર થયા પછી, આ દિવસ સારાય દેશમાં મોટી ધામધૂમ સાથે ઉજવાય છે, ને દેશવાસીઓ ત્રિરંગી રાષ્ટ્રીય ઝંડાની છાયામાં ઊભા રહી, રાષ્ટ્રની મુક્તિ માટે સર્વસ્વ ન્યોછાવર કરવાની પ્રતિજ્ઞા, પૂરી સચ્ચાઇ ને ઇમાનદારી સાથે લે છે. ૧૯૪૧ માં પણ ૨૬ મી જાનેવારીએ આ પ્રતિજ્ઞા લેવાવાની હતી. દેશવાસીઓ તે જ દિવસે સુભાષબાબુના ગુમ થયાના સમાચારથી સ્તબ્ધ થઇ ગયા. ઘરને બારણે પહેરો ભરતી પોલીસની નજર ચુકાવી સુભાષબાબુ ક્યાં ગૂમ થઇ ગયા? પંખી પીંજરમાંથી ઊડી ગયું, ને કોઇ અજાણ્યા વૃક્ષની ઊંચી ડાળ પર બેસી સ્વતંત્રતાની રાગણી આલાપવા લાગી ગયું! સાચા અર્થમાં, આ રીતે, સ્વતંત્રતાની આરાધના શરૂ થઇ ચૂકી. એ વર્ષનો સ્વતંત્રતાનો દિવસ, રાષ્ટ્રને માટે પણ સાર્થક નીવડી ચૂક્યો.

એકવાર પહેલાંયે સુભાષબાબુ ઘરથી નાસી છૂટ્યા હતા. સરકાર-પરસ્ત સંપન્ન કુળમાં જન્મ લેનાર સુભાષબાબુ પર ધર્મપરાયણ

માતાનો એવો પ્રભાવ પડયો હતો કે એ સાધુવેરાગી બનવાની ધૂનમાં ઘરથી નીકળી પડયા, ને ભગવા પહેરી સદ્દગુરુની શોધમાં તીર્થસ્થાનોએ ઠેર ઠેર ઘૂમી વળ્યા સ્વદેશને માટે ભભૂત લગાવી, ભારતમાતાના ચરણોમા પોતાનુ સર્વસ્વ ન્યોછાવર કરવાનુ જેના સૌભાગ્યમા લખેનુ હોય તે એ રીતે 'સાધુ' કેમ બની શકે?

આ પ્રવૃત્તિ ફરી કામ આવી રામકૃષ્ણ પરમહંસના જીવનની આધ્યાત્મિકતાની સુભાષબાબુ પર ઘેરી અસર પડેલી કહે છે કે દુર્ગાનુ આવાહન કરવામાયે એમને શ્રદ્ધા હતી ૧૯૪૦ના જેલજીવનમા, દાઢી વધારીને એમણે શાંત અને એકાંત જીવન વિતાડવાની ટેવ કેળવી હતી, એટલે જેલમા કરેલા લાંબા અનશન પછી જ્યારે એમને મુક્ત કરવામા આવ્યા ત્યારે એમણે ઘરના એકાંત ઓરડામા રહેવુ શરૂ કર્યું ભોજન અને પાણી માટે પણ એ કોઈ સાથે ક્શુ બોલતા નહિ પડદાની આડમાથી આ બધો સામાન મૂકવામા આવતો ને બીજે દિવસે ખાલી વાસણો ઊઠાવી લેવામા આવતા ૨૬ મી જાનેવારીએ બધો સામાન એમ જ પડી રહ્યો હતો જાણ થઇ કે સુભાષબાબુ ગુમ થયા છે બધીયે દોડધામ અને શોધખોળ મિથ્યા હતી ભારતની સીમા વટાવીને, પઠાણોની સાથે, એમના જ વેશમા એમને દેશ અફઘાનિસ્તાન પહોચી, એ ત્યાથી જર્મની જઇ પહોચ્યા હતા

વિદ્રોહ અને ક્રાંતિના પાઠ તો એ જન્મતાની સાથ જ શીખી લાવેલા હતા પ્રેસિડેન્સી કૉલેજના અંગ્રેજ પ્રોફેસર ઓટ્ન હિંદી વિદ્યાર્થીઓ તરફ ઘૃણાની દૃષ્ટિથી જોઇ, અપમાનપૂર્ણ વર્તન ચલાવતા હતા સુભાષબાબુના નેતૃત્વ હેઠળ વિદ્યાર્થીઓએ વિદ્રોહ શરૂ કર્યો, હડતાળો પાડી પ્રોફેસરને પીટવામા આવ્યા વિદ્રોહીઓના સરદારને કૉલેજમાંથી કાઢી મૂકવામા આવ્યા ત્યારે કોને ખબર હતી કે આ યુવકોના નેતા 'નેતાજી' બનીને 'આઝાદ હિન્દ ફોજ'ના પ્રધાન સેનાપતિ અને 'આઝાદ હિન્દ સરકાર'ના પહેલા રાષ્ટ્રપતિ બની જશે!

'આત્મોત્સર્ગ'—એ એક શબ્દમા જ સુભાષબાબુના સમગ્ર જીવનનુ ચિત્ર ખડુ થઇ જાય છે. આધ્યાત્મિકતાનુ સ્થાન જ્યારે રાજનીતિએ

લીધું, ને રાષ્ટ્રીય ગુરુના રૂપમાં દેશબંધુ મળી ગયા, ત્યારે દેશસેવાના મેદાનમાં એમણે માંડેલા ડગ કદી પાછા પડી શકે જ નહીં. ૧૯૨૦ માં અસહકારયોગનો શંખ ફૂંકાયો, ને યુવરાજના સ્વાગતના બહિષ્કારનો પહેલો સંઘર્ષ સરકાર સાથે શરૂ થઇ ચૂક્યો. તે વેળા, કલકત્તામાં ઊભી કરવામાં આવેલી સ્વયંસેવકોની સેનાના સુભાષબાબુ સેનાપતિ તરીકે ચુંટાયા. ને દેશબંધુ દાસ સાથે પોને છ માસ જેલમાં પણ વીતાવ્યા. ૧૯૨૮માં કલકત્તા કોંગ્રેસમાં પોતે સેનાની રૂપે સામે આવ્યા, તો ૧૯૩૮ ને ૧૯૩૯માં દેશવાસીઓએ એમને બે વાર રાષ્ટ્રપતિની ગાદી આપી સૌથી ઊંચુ માન આપ્યું. એ દિવસો પછીના દિવસોની જે વાત આ નાનકડી પુસ્તિકામાં લખાઇ છે, એમાં આ ઇતિહાસની કેવી ગૌરવભરી પુનરાવૃત્તિ થઇ છે!

કલકત્તા કોરપોરેશનની પણ પોતાની એક સરકાર છે. સ્વતંત્ર હિન્દમાં કલકત્તા શહેરની સ્વતંત્ર રાષ્ટ્રમાં હોય એવી સ્થિતિ હોવી જોઇએ એમાં આશ્ચર્ય નથી. ૧૯૩૨ માં રાષ્ટ્રવાસીઓનું ધ્યાન એ તરફ ગયું, ને એને પોતાના હાથમાં લેવાનો નિશ્ચય કરાયો. 'મેયર'ના પ્રધાનપદ પર દેશબન્ધુને સ્થાપવામાં આવ્યા. તો એના 'એકઝીક્યુટીવ ઓફીસર'ના પદ પર સુભાષબાબુને નિયુક્ત કરી શાસનનો દોર એમના હાથમાં સોંપાયો. પચ્ચીસ, છવ્વીસ, વર્ષની ઉમ્મરમાં એમના મહાન જીવનનું સ્વરૂપ આ રૂપમાં પ્રગટ થાય છે; પણ આ તો ૧૯૪૨-૪૩માં થનાર વિરાટ દર્શનનું આરંભિક રૂપ હતું. ૧૯૨૦ પછી ૧૯૨૪ના ઓક્ટોબર માસની ૨૬ મી તારીખે, બંગાલ વટહુકમમાં શહીદ શ્રી. ગોપીનાથસાર દ્વારા થયેલ મિ. ડેની હત્યાના આંદોલનમાં ક્રાંતિકારી પ્રવૃત્તિઓના સંદેહથી એમને ગિરફતાર કરવામાં આવ્યા. દેશબંધુ દાસે કલકત્તા કોરપોરેશનની વિરુદ્ધ ભરાયેલી બેઠકમાં ઉગ્ર આવેશથી જણાવ્યું કે, "જો દેશપ્રેમ અપરાધ હોય તો હું પણ અપરાધી છું. કલકત્તા કોરપોરેશનના એકઝીક્યુટિવ ઓફિસર જેટલા દોષપાત્ર છે, એટલો જ દોષપાત્ર એનો મેયર પણ છે." અહીંથી જેલ

જવાનું જે આંદોલન શરૂ થયું, તે નિરંતર ચાલુ જ રહ્યું. જેલની બહાર રહેવા કરતાં, જેલની અંદર રહેવાની અને સરકારની આંખમાં શૂળ જેવા બની, વિદેશમાં જીવન વિતાવવાના દિવસોની સંખ્યા તો કેટલીયે મોટી છે. માંડલેની લગભગ અઢી વર્ષની આ નજરબંધી એમને માટે અગ્નિપરીક્ષા જ નીવડી. મોટાભાઈ શરતબાબુને એમણે લખ્યું, *"ઈશ્વર મને જેમાં તાવવા માંગતો હોય તેવી અગ્નિપરીક્ષામાંથી* પ્રસન્નતાપૂર્વક પસાર થવાને હું તૈયાર છું. હું તો એમ માનું છું કે ભારતના ભૂતકાળનાં પાપોનું હું નાના રૂપમાં પ્રાયશ્ચિત્ત કરૂં છું" પણ એ વેળા તો એ પ્રાયશ્ચિત્તના હજી શ્રીગણેશ મંડાયા હતા. ૧૯૪૨–૪૩ માં એ જે અંતિમ કક્ષાએ પહોચ્યું, તેનાથી તો એક આખો નવો ઇતિહાસ રચાઇ ગયો. જીવવાની આશાનું કોઇ કિરણ ઝળકતુ ન દેખાતાં, તા. ૧૫ મી મે ૧૯૨૭ ને દિવસે એમને જેલમાંથી મુકત કરવામાં આવ્યા પણ મુકિતના પ્રસ્તાવમાં એક શરત એવી હતી કે એમણે તુરત હિન્દનો કાંઠો છોડવો, ને એમના જહાજે રસ્તામાં હિન્દના કોઈપણ બંદર પર ઊભા ન રહેવું! પણ સુભાષબાબુએ કહ્યું, "સ્વદેશથી આ પ્રમાણે અપાતી આ જન્મદેશ નિકાલ ટીપ મૃત્યુ પર્યંત જેલમાં પુરાઇ રહેવા કરતાં વધુ શ્રેયસ્કર હોય એવી મને શ્રદ્ધા નથી."

પ્રકૃતિ સહેજ સુધરતાંજ, ફરી એમણે રાષ્ટ્રીય સેવામાં દેહ અર્પણ કર્યો, ને બંગાલ પ્રાંતીય કોંગ્રેસ સમિતિના સભાપતિપદે ચૂંટાયા. નાગપુર, પૂના, કરાંચી, પટણા, લાહોર, વગેરેમાં અનેક સંમેલનોના એ સભાપતિ બન્યા. ૧૯૨૮માં કલકત્તા કોંગ્રેસ વખતે, રાષ્ટ્રીય સૈનિકોના મુખ્ય સેનાપતિ તરીકે ચૂંટાયા. ૧૧ ઓગસ્ટ ૧૯૨૮ને રોજે ફરી એમને ગિરફતાર કરવામાં આવ્યા; ને ૨૩ મી જાનેવારી ૧૯૨૯ ને દિવસે *રાજદ્રોહના આરોપસર એક વર્ષની સજા થઇ. ૨૩ મી સપ્ટેમ્બર ૧૯૨૯* ને દિને જેલમાંથી છુટયા, પણ ૧૮ મી જાનેવારી ૧૯૩૦ ને દિવસે ફરી પકડાયા. આ ગાળા દરમિયાન એમને કલકત્તા કૉરપોરેશનના મેયર તરીકે

ચૂંટવામાં આવ્યા. ૧૯૩૧ ની ૨૬ મી જાનેવારીએ મેયર તરીકેના એમના નેતૃત્વ નીચે નીકળેલા સરઘસ પર પોલિસે આક્રમણ કર્યું. અનેક સાથીઓની સાથે પોતે પણ ઘાયલ થયા, ને ૭ માસની સજા સાથે જેલમાં પુરાયા.

ગાંધી–ઇરવીન કરારને ફળરૂપે એ જેલમાંથી છૂટયા, ને ગાંધીજી ગોળમેજી પરિષદમાંથી પાછા ફર્યા બાદ સરકાર દ્વારા શરૂ થયેલ વટહુકમરાજના પહેલા શિકાર સુભાષબાબુને બનાવવામાં આવ્યા. ૧૯૩૨ ની જાનેવારીની ત્રીજીએ મુંબઇમાં કોંગ્રેસકાર્યસમિતિના સભાસદો તથા બીજા કોંગ્રેસી નેતાઓ સાથે એમને પણ ગિરફતાર કરવામાં આવ્યા. મુકદ્દમો ચલાવ્યા વગર, ૧૮૧૮ ની કલમ ૩ અનુસાર એમને નજરબંધ રાખવામાં આવ્યા. માંદલેવાળી પરિસ્થિતિ ફરી પેદા થઇ. સ્વાસ્થ્ય એવું ક્ષીણ થઇ ગયું કે, ૬૦ રતલ વજન ઘટી ગયું. ૧૯૩૩ ની ૨૩ મી ફેબ્રુઆરીએ જહાજ પર સવાર થવા દેવાને એમને શાહીનજરકેદમાંથી મુક્તિ આપવામાં આવી. વિયેનાના આરોગ્યગૃહમાં પ્રમુખ પોલની સાથે રહીને વિદેશોમાં એમણે પ્રચારની ધૂમ મચાવી દીધી. એમને ઇંગ્લેંડ જવાની મના ફરમાવવામાં આવી હતી. તો પણ એમણે પોલાંડ, તીસ, મિલાન, કાર્લ્સવાડ, જિનીવા, વગેરે ચક્કર લગાવ્યું; બે એક પુસ્તકો પણ લખ્યાં; ભારત વિશે લખેલા પુસ્તકને હિન્દ આવવા દેવામા ન આવ્યું. હિન્દુસ્તાન આવવાની પણ એમને અનુમતિ નહોતી, પરંતુ વયોવૃદ્ધ પિતાની મરણાસન્ન અવસ્થાના સમાચાર મળતાં, પોતે અનુમતિ વગર, હવાઇ જહાજમાં બેસી, ૪ થી સપ્ટેમ્બર ૧૯૩૫ ને રોજ કલકત્તા આવી પહોંચ્યા. પિતા ૨ જી સપ્ટેંબરે સ્વર્ગવાસી થઇ ચૂકયા હતા. પોલિસની કરડી નજર નીચે એમને ઘર પહોંચાડવામાં આવ્યા, ને સાત દિવસ સુધીયે એ કરડી નજરે એમને ઘરમાં ન રહેવા દીધા. ૧૦ મી સપ્ટેમ્બરે એમના પર યુરોપ જવા માટે પ્રતિબંધ મુકાયો. ઔષધોપચાર અને પ્રચારનું કામ સાથે સાથે ચાલવા લાગ્યું. કમલા નેહરુની બીમારીને લીધે નેહરુજી

યુરોપ ગયા, ત્યારે પોતે એમને જિનિવામા મળ્યા સમાચારપત્રોએ એમને તે વેળા 'નિર્વાસિત ભારતીય રાજદૂત'ને નામે ઓળખાવ્યા. સ્વદેશથી આજન્મ નિર્વાસિત રહેવાને બદલે, એમણે જેલજીવનને વધુ શ્રેયસ્કર માન્યુ હતુ આથી પ્રકૃતિ કંઇક સ્વસ્થ થતા, સ્વદેશ પાછા ફરવાની આજ્ઞા મેળવ્યા વિના જ પોતે ૮ મી એપ્રીલ ૧૯૩૬ ને રોજ ઇટાલિયન જહાજમા મુબઇ આવી પહોચ્યા, ને તુરત જ ગિરફતાર થયા, ચાર પાચ મહિનામા ફરી પ્રકૃતિ બગડી દેશમા ચારે-કોર મુક્તિને માટે જબરજસ્ત આંદોલન શરૂ થઇ ગયુ વજન ઘણુ ઘટી ગયુ હતુ ફોર્ટ આર્થર યરવડા અને કુરસિયાગ પછી એમને કલકત્તાની મેડિકલ કોલેજમા ૧૭ મી ડિસેમ્બરે લાવવામાં આવ્યા ૧૯૩૭ની ચૂટણીઓ બાદ, દિલ્હીમા રાષ્ટ્રીય કન્વેન્શનનુ અધિવેશન ૧૯૩૭મા શરૂ થયુ કે એમને ૧૭ મી માર્ચની સાંજે સાડા સાત વાગે મુક્ત કરવામાં આવ્યા સાડા પાચ વર્ષ બાદ પોતે સ્વતંત્ર થયા, ને સમગ્ર દેશમા આનંદ ને ઉલ્લાસની લહેર ફેલાઇ ગઇ, પણ સ્વાસ્થ્ય ઘણુ કથળી ગયુ હતુ આઠ, નવ માસ ડેલહાઉસીમા ઔષધો પચાર કરાવ્યા પછી પણ જ્યારે કશો લાભ ન થયો, ત્યારે ૧૯૩૭ ની ૧૮ મી નવેમ્બરે એમણે તે માટે વિદેશ જવુ પડ્યુ. દોઢ માસની વિધિ પછી ૧૯૩૮ના જાનેવારીની ૧૦મીએ લંડન ગયા આની પછી ૧૬મી જાનેવારીએ એમને હરિપુરા મહાસભાના રાષ્ટ્રપતિ તરીકે પસદ કરવામા આવ્યા ત્યાના ભવ્ય ને ચાડી સ્વાગતની ચર્ચા કરવાનું આ સ્થાન નથી ૧૯૩૯મા પણ ત્રિપુરી મહાસભા માટે બીજી વાર એમને જ રાષ્ટ્રપતિ તરીકે પસદ કરવામા આવ્યા. મહાત્મા ગાધી તથા બીજા મહાસભાનેતાઓની સાથે મતભેદ પડતા પોતે રાષ્ટ્રપતિ પદને ત્યજી દીધુ ને 'ફોરવર્ડ બ્લોક'ની સ્થાપના કરી એ દિવસોની અપ્રિય ઘટનાઓની અરુચિકર ચર્ચાને ડહોળવી ઠીક નથી. 'ફોરવર્ડ બ્લોક' પર શરૂઆતથીજ સરકારની વક્રદષ્ટિ હતી. ગમે તેમ હો, પણ ત્યારપછીની ઘટનાઓથી એટલુ તો પ્રગટ થાય

છે કે આ દલનનું સંગઠ્ન કરતાં જે 'ફોરવર્ડ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે સાર્થક તો છે. 'ચલો દિલ્લી'ના પોકારનાં દેશવ્યાપી સૂત્રોને 'આઝાદ હિન્દ ફોજે' અપનાવ્યા હતાં, એનું ગર્ભાધાન જાણે કે આ "ફોરવર્ડ" શબ્દ સાથે જ કરી દેવામાં આવ્યું હતું.

જુલાઇ ૧૯૪૦માં એમને ફરી ગિરફતાર કરવામાં આવ્યા, જેલમાં અનશન કરવાથી, ડિસેમ્બરમાં એમને ફરી મુક્તિ આપી, ઘરમાં જ નજરબંધ કરી, પોલિસના આકરા પહેરા નીચે, બેસાડી રાખવામાં આવ્યા. આ જ પહેરામાંથી ૨૬ મી જાનેવારી ૧૯૪૧ ને દિવસે સુભાષ ગૈબ થઈ ગયા. એની પછીના એમના ગૌરવમય જીવનની શાનદાર કહાણી આ નાનકડી પુસ્તિકામાં અંકિત કરવાનો યત્ન કરવામાં આવ્યો છે.

ભારતમાની લાજ રાખવાના પ્રયત્નમાં સર્વસ્વ ન્યોછાવર કરીને આત્મોત્સર્ગનું સર્વોત્કૃષ્ટ ઉદાહરણ દેનાર, ભારત-માતાના વીર સપૂતના લાંબા સંઘર્ષમય જીવનના નિરંતર સંઘર્ષની એક આછી ઝાંખી ઉપરની પંક્તિઓમાં આપી છે. દેશસેવાની પહેલી સીડી પર પગ રાખતાં સાથે, કારાવાસ, નજરબંધી, અને દેશનિકાલનું જે આંદોલન શરૂ થયું એ જીવનની અંતિમપળ સુધી ચાલું રહ્યું પણ અંતિમ ઘડી હજી સંદેહાસ્પદ છે, ૧૮મી ઓગસ્ટે હવાઇ દુર્ઘટનામાં ઘાયલ થઇ, એ જ રાતે આ સંસારમાંથી વિદાય લઇ લીધાનો ઉલ્લેખ ૨૩ મી ઓગસ્ટે ટોકિયો કરવામાં આવ્યો છે. એ વાત પર વિશ્વાસ ન બેસવાને કારણે જ મુંબાઇમાં ભરાયેલી મહાસભા મહાસમિતિની બેઠકમાં સ્વીકારાયેલા શોક પ્રસ્તાવમાં એમનાં નામનો ઉલ્લેખ નથી. 'ઝાંસીની રાણી' રેજિમેંટની પ્રધાન સેનાની ડાક્ટર લક્ષ્મીએ આ વાત પર વિશ્વાર જાહેર કર્યો છે. આઝાદ હિન્દ ફોજના છૂટેલા અનેક સૈનિકો પણ આનો સ્વીકાર કરવાનો ઇન્કાર કરે છે. એમનું કહેવું છે કે આ વાત પર એક નાનું બચ્ચું પણ ઇતબાર રાખી શકે એમ નથી. એ લોકો એમને ઇશ્વરની વિભૂતિ માને છે, ને શ્રદ્ધા

રાખે છે કે ગમે ત્યારે એ ગમે ત્યાંથી જરૂર પ્રગટ થશે. બંગાળના સુપ્રસિદ્ધ જ્યોતિષી શ્રી શંભુમેન ગુપ્તાની ગણતરી કહે છે કે ૭૨ વર્ષના આયુષ્ય પહેલાં એમનો દેહાંત કદી સંભવે નહીં. એમનું કહેવું છે કે એઓ ૧૯૪૫ના ઓગસ્ટની પહેલી રાતે જ્યાં હતા, ત્યાંથી ૬૭૦ માઈલ દૂર એક પર્વતના ગુપ્ત સ્થાનમાં ચાલ્યા ગયા છે. એમની સાથે એમના પાંચ સાથી પણ છે. ગુપ્તચરોની પુરી કોશિશો છતાંયે ૧૬ મી ડિસેમ્બર પહેલાં એમનો પત્તો નહિં મળે એ વખતે પણ જો એમની માહિતી કશેથી ન મળે, તો ૧૯૪૬ ના જાનેવારીની અધવચ્ચે એઓ ભારતમાં આવે એવી સંભાવના છે. આ પણ મિથ્યા થાય, તો ૧૯૪૭માં, ૨૩ મી માર્ચથી, ૨૩ મી એપ્રિલની વચમાં, જરૂર હિન્દુસ્તાનમાં પાછા ફરશે. ૧૯૪૭ માં હિન્દ પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરશે. સુભાષબાબુ જ સ્વતંત્ર ભારતના સૌથી પ્રથમ રાષ્ટ્રપતિ થશે."

આથી વિરુદ્ધ, હવાઇ અકસ્માતના ભોગ બનીને સ્વર્ગવાસ પામવાના સમાચારો પણ ભરોસાપાત્ર સ્થળેથી ભારપૂર્વક જણાવવામાં આવે છે. દિલ્લીમાં લાલ કિલ્લામાં ચાલનારા કોર્ટમાર્શલના મુકદમામાં સાક્ષી તરીકે બોલાવાયેલા જાપાની અફસરોએ આ વાતનું સમર્થન કર્યું છે. સુભાષબાબુના જમણા હાથ કર્નલ હબીબુર રહેમાને પણ આ ઘટનાને સત્ય જણાવતાં કહેલું કે ફારમોસાની પાસે બનેલી આ આકસ્મિક ઘટનામાં સુભાષબાબુનો દેહ વિલય પામ્યો છે. પોતે આ જ હવાઇ જહાજમાં બેઠેલા, ને આગ લાગતા જ એમના શરીર પરથી કપડાં ઊતારવાની કોશિશ કરેલી. આમ કોશિશ કરવામાં, બે હાથ બળી ગયા. એમને પણ દિલ્હીમાં લાલ કિલ્લામાં મુકદમો ચલાવવા માટે લાવવામાં આવ્યા છે. સુભાષબાબુની કાંડાની ઘડિયાળ પણ લાવવામાં આવી છે, જેનો અર્ધો ભાગ સળગી ગયો છે. આ અવશેષ આઝાદ હિન્દ સેના પર ચલાવાયેલા મુકદ્દમાઓમાં એમનો બચાવ કરવાવાળી સમિતિને સોંપવામાં આવ્યો છે. સમિતિ તરફથી આ અવશેષને

નહેરુજીએ સુભાષબાબુના મોટાભાઈ શ્રી શરતચંદ્ર બોઝને મોકલી આપ્યો છે.

ને આજે એવું કોણ નહીં ઇચ્છે, કે ઉપર આપેલી ભવિષ્યવાણી જલદી સત્ય સિદ્ધ થાય! અયોધ્યાવાસીઓએ ચૌદ વર્ષના વનવાસ પછી, જેમ શ્રી રામનું સ્વાગત કર્યું હતું, એવું જ દેશવાસીઓ 'નેતાજી'નું સ્વાગત કરશે અને એ જ રીતે, સ્વતંત્ર ભારતની પ્રજાતંત્રીય રાજગાદી પર એમને બેસાડી, તિલક કરી, પોતાને ધન્ય લેખશે. ત્યારે જ 'જય હિન્દ'નો ઘેરો રાષ્ટ્રીય પોકાર સાર્થક થઇ 'આઝાદ હિન્દ'ની કલ્પના પૂરી કરશે.

## ૩

# ૧૮૫૭ થી ૧૯૪૨

## — પૂર્વાર્ધ —

**૧૮૫૭**ની સ્વાતંત્ર્ય સંગ્રામની આગની ઝાળને બુઝાવી દેવા છતાંયે એની ચિનગારીઓ ઠેરઠેર બરોબર ઊડતી રહી. ક્રાંતિની આગ એકવાર પેટયા પછી, દમનની રાખ તળે દબાઇ જાય ભલે, પણ કદી બુઝાવી શકાતી નથી. એ રાખ નીચે દબાઇ રહેલી ચિનગારીઓને હવાની અનુકૂળ લહેરી અડકતાં જ, પૂરા ફૂંફાડા સાથે ફરી સળગી ઊઠતાં એને સમય નથી લાગતો. ૧૮૫૭ થી ૧૯૪૨ સુધીનો ભારતની સ્વતંત્રતાનો સંગ્રામ એની સાક્ષી પૂરે છે. ૧૮૮૫ માં કોંગ્રેસનાં જન્મ થવા સાથે, ને સ્વતંત્રતાના સંગ્રામનું વૈજ્ઞાનિક સ્વરૂપ એને મળવા છતાં, લાલ ક્રાંતિની જ્વાળા દેશમાં જ્યાં ત્યાં ચારેકોર નિરંતર સળગતી રહી. પણ સમગ્ર દેશવ્યાપી કોઇપણ સંગઠન ઉછેર ન પામી શક્યું. ૧૮૫૭ની ક્રાંતિના દમન પછી સૌથી પહેલી ચિનગારી પંજાબમાં સળગી. પંજાબને માથે તે વેળા દેશની સામે દ્રોહ કરવાનું કલંક લાગી ચૂક્યું હતું. એ ચિનગારીને કૂકા વિપ્લવને નામે લોક ઓળખે છે.

સરકારી વકીલ આશુતોષ વિશ્વાસને અદાલતની બહાર નીકળતા સાથે ગોળીથી વીંધી નાખવામા આવ્યા.

સેશન્સમાં મુકદ્દમો ઠીક લાંબો ચાલ્યો, ૨૦૬ જણની સાક્ષી લેવાઇ સરકારી વકીલ નાર્ટને ૧૬ દિવસ સુધી આરોપ ચલાવ્યો, ને એટલો જ સમય વકીલોએ એની સાફસૂફીમાં કાઢ્યો. ૨૬ જણાને આજન્મ કાળાપાણીની સજા અપાઇ. ૧૭ ને છોડી દેવામાં આવ્યા. એકને એક વર્ષની સજા થઇ, ને એકનો મુકદ્દમા દરમિયાન જ દેહાન્ત થઇ ગયો. વરિષ્ઠ અદાલતમા અપીલ કરવામા દેશબન્ધુ દાસે ૯ દિવસ કાઢ્યા. થોડાકની સજામા વધારો ઘટાડો થયો, ને કેટલાકને છોડી દેવામા આવ્યા સરકારને લાખોનો ખર્ચ થયો આ મુકદ્દમામાં સરકારી વકીલ અને એક ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ પોલિસને ગોળીનુ નિશાન બનાવી દેવામા આવ્યા શ્રી અરવિન્દ ઘોષ નિર્દોષ જાહેર થયા. બાકીના લોકોને ૧૯૧૯માં શાહી માફી મળતા મુક્તિ મળી.

મહારાષ્ટ્રમા સાવરકરયુગમા વિપ્લવમયી ઘટનાઓએ વિશેષ જોર પકડ્યુ. વિદ્યાર્થી અવસ્થામા જ સાવરકરભાઇઓને રાજનીતિ તરફ પ્રેમ જન્મ્યો હતો વિદેશી બહિષ્કારની પ્રવૃત્તિમા એઓ યુવાવસ્થાથી જ લાગી ગયા હતા. નાના ભાઇ શ્રી વિનાયક દમોદર સાવરકર ઇંગ્લાંડ ગયા, પછી શ્રી શામજી કૃષ્ણવર્માની મૈત્રિએ વિપ્લવવાદી બની ગયા લાલા હરદયાલની સંગતિએ રહીસહી કસર પૂરી કરી દીધી. બંગભંગના વિરોધમા પેદા થયેલ આંદોલનની દેશ પર જ નહી, ઇંગ્લંડ પર પણ અસર થઇ ચૂકી પંજાબથી દેશભક્ત સરદાર અજિતસિંહ અને પંજાબકેસરી લાલા લજપતરાયને દેશનિકાલ કરવામાં આવ્યા ઇંગ્લાંડનુ વાતાવરણ પોતાને પ્રતિકૂળ લાગતા શ્રી. શામજીકૃષ્ણ વર્મા ફ્રાંસ ચાલી ગયા. લાલા હરદયાલ પણ ત્યા પહોંચી ગયા 'ઇંડિયા હાઉસ' અને ઇંડિયન સોશિયાલિસ્ટ' પત્રનુ કામકાજ ઇંગ્લાંડથી જ ચાલવા લાગ્યુ. બે વાર એ પત્ર પર મુકદ્દમો ચાલવા પછી, એનુ પ્રકાશન પણ પેરિસથી કરવાનુ શરૂ થયુ ૧૯૦૮ મા ઇંડિયા હાઉસમા

૧૮૫૭ના સ્વાતંત્ર્ય યુદ્ધની સુવર્ણજયંતિ ઊજવાઈ. વિપ્લવકારી પ્રવૃત્તિઓનુ એ કેન્દ્ર બની ગયું. બૉંબ બનાવવા સંબંધમાં જાહેર ભાષણો અપાવા લાગ્યા. રિવૉલ્વર વાપરવાનો અભ્યાસ શરૂ થઈ ચૂકયો. અમૃતસરના યુવક શ્રી. મદનલાલ ધીંગડા બી. એ એ સર કર્ઝન વાઇલી પર, જાહેર સભાની વચમાં ગોળી ચલાવી એમને યમલોક પહોચાડી દીધા. ભારતના રહેવાસીઓ પર કરડી નજર રાખી, ઘણાની પૂઠે એ જાસૂસી પોલિસ પણ ફેરવતા ૧૯૦૯ની ૧૯ ઑગસ્ટે હસતાં હસતા અને વન્દેમાતરમનો જયઘોષ કરતાં એ ફાંસીને લાકડે ચડી ગયા. હિન્દમાં, રાષ્ટ્રીય ગીતોની એક પુસ્તિકા છાપવાના ગુના સર શ્રીગણેશ દામોદર સાવરકરને કાળાપાણીની સજા ફરમાવવામા આવી. તપાસ ચલાવતાં એમને ત્યાથી બૉંબ બનાવવાની સાહિત્યસામગ્રી પણ મળી. એમના મુકદ્દમાના આદોલનમા, નાસિકના જિલ્લા મૅજિસ્ટ્રેટ જૅક્સનને શ્રી અનન્ત કાન્હેકર નામના યુવકે ગોળીથી પાર કરી દીધા. આ મામલામા ત્રણને ફાસી થઇ. નાનાભાઇ ડૉ. નારાયણ દામોદરને પણ લૉર્ડ મિંટો પર બૉંબ ફેંકવાના મામલામા ફસાવવામાં આવ્યા. ધીંગડાના કૃત્યની નિંદાના પ્રસ્તાવ પર વિરોધમા મત આપવા માટે શ્રી. વિનાયક દામોદર સાવરકરની, સભામા ધરપકડ થઇ ગઇ 'તલવાર' નામનું એક પત્ર એમણે શરૂ કર્યું. થોડાક મિત્રોના આગ્રહથી પોતે ફ્રાસ આવીને રહેવા લાગ્યા. પણ ૧૯૧૦માં લડન જતાં ટ્રેનમા જ ગિરફતાર થઇ ચૂકયા. જયારે એમને હિન્દુસ્તાન લાવવામા આવતા હતા, ત્યારે માર્સેલ્સની પાસે, વહેલી સવારે શૌચક્રિયા કરવા ગયા ને ત્યાથી ત્યાંની નાની ફુટ જેવી બારીમાથી સમુદ્રમાં કૂદી પડયા ફ્રાંસની ભૂમિ પર પહોચ્યા છતા, એમને જહાજની અંગ્રેજ પોલિસને સ્વાધીન કરવામાં આવ્યા. અહીંથી એમને નાસિકની જેલમાં રાખવામા આવ્યા, અને ૧૯૧૧ની ૨૬મી માર્ચે આજન્મ કાળાપાણીની સજા કરવામા આવી ૩૮ ગુન્હેગારો પર નાસિકમાં ષડયન્ત્રનો મુકદ્દમો ચલાવવામાં આવ્યો, આમા અનેક ઠેકાણાઓની અનેક વ્યક્તિઓને પગેવવામા આવી, આમાંથી ૨૭ને જુદી

જુદી સજાઓ થઇ, ૪૧ વ્યક્તિઓ પર ગ્વાલિયરમાં ષડયન્ત્રનો મુકદ્દમો ચલાવવામાં આવ્યો. ૧૯૦૯ માં અમદાવાદમાં લોર્ડ મિંટોની ગાડી પર બે દેશી બોમ્બ ફેંકવામાં આવ્યા. ઔંધ અને કોલ્હાપુરથી પણ થોડાક યુવાનોને ગિરફતાર કરવામાં આવ્યા.

અલિપુર ષડયન્ત્ર કેસથી કાંઇ બંગાળની આગ હોલવાઇ નહીં. ઊલટું, એ વધારે પ્રજ્વલિત થઇ ઊઠી કલકત્તામાં અને ઢાકામાં સ્થિર થયેલી અનુશીલન સમિતિની શાખાઓ આખા બંગાળમાં ફેલાઇ ગઇ. મદારીપુરમાં અનુસંધાન સમિતિ પણ સ્થિર થઇ. દમનનીતિથી આનું દમન કરવું અશક્ય થઇ પડ્યું. બંગાળ પ્રાંતની બહાર બીજા પ્રાંતોમાં પણ આ આગ ફેલાતી રહી શ્રી રાસબિહારી બોઝને આની સાથે સંબંધ હતો. રશિયાની છાની સમિતિઓની માફક આ સંગઠનો કરવામાં આવ્યાં. આર્થિક અને માનવશક્તિ વિના કોઇ પણ સંસ્થાનું કાર્ય નભી શકતું નથી. માણસો મળતાંયે આર્થિક સહાય મળવી મુશ્કેલ હતી. આને લીધે ડાકુઓનો માર્ગ લાચારીએ સ્વીકારવો પડ્યો. રાજનૈતિક 'ડાકુગીરી' વિપ્લવકારી કાર્યક્રમનું મુખ્ય અંગ નહોતી, એનો આપદ્ધર્મના રૂપમાં જ સ્વીકાર કરવો પડ્યો. એ વર્ષોમાં એનું પ્રમાણ ઘણું રહ્યું. બંગાળમાં ચારે કોર આતંક ફેલાઇ ગયો. ચાળીસ પચાસની ટોળી શસ્ત્રસજ્જ થઇ ધાડ પાડતી ને પચ્ચીસ ત્રીસ હજારની રકમો લૂંટી લાવતી. રેલગાડીઓને પણ લૂંટવામાં આવી. છૂટાં છવાયાં બોમ્બકાંડ, ગોળીકાંડ અને હત્યાકાંડ પણ અનેક સ્થાનોએ થયાં. સેંકડો યુવાનો પર મુકદ્દમો ચલાવી એમને ભારે ભારે સજાઓ આપવામાં આવી. કેટલાકને ફાંસી પર લટકાવવામાં આવ્યા. 'ક્રિમિનલ લૉ ઍમેન્ડમેન્ટ ઍક્ટ' નામનો એક નવો કાનૂન રચી, બંગાળની અનેક સમિતિઓને ગેરકાનૂની ઠરાવવામાં આવી. અને અનેક બંગાળી યુવકોને ૧૮૧૮ ના ૩ જા નિયમાનુસાર નજરબંધ રાખવામાં આવ્યા. ઢાકા ષડયંત્રમાં ૪૪ યુવકોને સપડાવવામાં આવ્યા. આમાં શ્રી પુલિન બિહારી દાસ પણ હતા બે વર્ષ પછી એમને પોતાને દેશ પાછા

કરવાની અનુમતિ મળી શકી. ૧૯૧૧ માં લગભગ ૧૮ સ્થાનો પર ધાડ પાડવામાં આવી, જેમાં પચાસ હજારની લૂંટ પડી. સરકારી સાક્ષીઓ અને બાતમીદારોની હત્યા પણ આ વર્ષે સારી સંખ્યામાં થઇ. અનેક સરકારી લોક અને કેટલાક અંગ્રેજો પણ આનો શિકાર બની ગયા. સરકારને લાગ્યું કે આ બધું બંગભંગના કારણરૂપ છે. ૧૯૧૧ ની ૧૧ મી ડિસેમ્બરે દિલ્લી દરબારમાં બંગાળને એક સ્વતંત્ર પ્રાંત બનાવવાની જાહેરાત થઇ. આસામ અને બિહારઓડિસાના પણ બે જુદા જુદા પ્રાંત બનાવવામાં આવ્યા.

૧૯૧૨ માં પણ ડાકુગીરીનું આંદોલન ચાલુ જ રહ્યું. બૈરીસાલમાં ષડયન્ત્રનો પહેલો મુકદમો ચાલ્યો. એમાં ૪૪ આદમીઓનાં નામનાં વૉરંટ કાઢવામાં આવ્યાં, ૩૭ ગિરફતાર થયા, ૨ સરકારી સાક્ષી બની ગયા, ને ૧૨ ને સજા થઈ. શ્રી. શૈલેન્દ્ર મુકરજી અને શ્રી. રમેશ આચાર્ય આમાં મુખ્ય હતા. ૧૪ ધાડપાડુઓનો આ મુકદમામાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. ૧૯૧૩ માં પણ આ ક્રમ ચાલુ જ રહ્યો. ૬૧ હજાર રૂપિયાની લૂંટ થઇ ને હથિયાર પણ ઊડયાં. રાજાબજાર બૉંબ મુકદમો પણ આ વર્ષે જ ચાલ્યો; આમાં છ જણને સજા થઈ. ૧૯૧૪ની ૨૬ મી ઓગસ્ટની સૌથી ભયંકર ઘટના તો રોડા એન્ડ કંપનીની ૫૦ પિસ્તોલો અને ૪૬૦૦ કારતૂસો ઉડાવી દેવાની હતી. જુંગીના ગોદામમાંથી ૨૦૨ પેટીઓ આવવાની હતી. ૧૯૨ તો પહોંચી ગઈ, ને બાકીની પેટીઓ સાથે ગેબ થયેલ બાબુનો ક્યાંય પત્તો પણ ન લાગ્યો! ૧૯૧૪ની પછી પાડવામાં આવેલી ધાડોમાં આનો પ્રયોગ કરવામાં આવ્યો. ૩૧ પિસ્તોલો જ્યાં ત્યાંથી પકડવામાં આવી. ૧૯૧૪, ૧૫ ને ૧૬ માં વિપ્લવકારી કાંડ એની છેલ્લી સીમાએ પહોંચી ગયો, ને સરકારે પણ દમન ગુજારવામાં કશી મણા ન રાખી. હિંદ સંરક્ષણ ધારાનો જોરૈર પ્રયોગ કરવામાં આવ્યો. હજારો પુરુષોને અને સંભ્રાંત વ્યક્તિઓને માત્ર શક પરથી, વિનામુકદમા નજરબંધ કરવામાં આવી. સાતમી મે ૧૯૧૮ ની

રાતે ૯ વાગે આરમેનિયન સ્ટ્રીટમાં પડેલી ધાડ ભારે સાહસપૂર્ણ હતી. અનેક શિક્ષકો અને પ્રાધ્યાપકોને પણ નજરબંધ કરવામાં આવ્યા. નજરકેદીઓની છાવણીઓમાં ઘણાય બીમાર પડીને સ્વર્ગે સિધાવ્યા. બંગાળના વિપ્લવની ચર્ચા કરતાં, રૉલેટ કમિટિના હેવાલમાં લખવામાં આવ્યું હતું કે "જો બંગાલી આતંકવાદીઓનાં બધાં દળોને, ઉપયોગ માટે જરૂરી શસ્ત્રો મળી જાત, તો એ લોકો ૧૯૧૫ ના ફેબ્રુઆરીમાં બંગાળમાં સંગઠિત વિપ્લવ જેવું ભયંકર કાર્ય કરવામાં કદી પાછી પાની ન કરતે."

વિપ્લવની આગની ચિનગારીઓ મદ્રાસ, યુક્તપ્રાંત, અને પંજાબમાં પણ ફેલાઇ. સમ્રાટ જ્યોર્જના દિલ્હી દરબારમાં પણ ષડયન્ત્ર રચાયું. પણ તે સફળ ન નીવડયું. મદ્રાસના ક્રાંતિકારીઓએ પૉંડિચેરીમાં પોતાનું કેન્દ્ર બનાવ્યું, અને ટિનાવેલીના મેજિસ્ટ્રેટ મિ. એશ પર ગોળી છોડવામાં આવી. આને લીધે ટિનાવેલી ષડયન્ત્ર કેસ ચાલ્યો. દિલ્હીમાં માસ્ટર અમીરચંદ, લાલા હનુમંતસહાય ને લાલા હરદયાલે વિપ્લવનું બીજારોપણ કર્યું. શ્રી. રાસબિહારી બોઝે બંગાળથી આવીને દહેરાદુનમાં કામ શરૂ કર્યું, તે દિલ્હી તથા પંજાબમાં સંગઠન ને પ્રચારકાર્ય કર્યું. દિલ્હી રાજધાની બનતાં તે વેળાના વાઇસરોય લૉર્ડ હાર્ડિંજે ૧૯૧૨ની ૨૩ મી ડિસેમ્બરે; રાજધાનીમાં પુરા ભપકા સાથે પ્રવેશ કર્યો. ચાંદની ચોકમાં એના પર બૉંબ ફેંકવામાં આવ્યો. ૧૯૨૩ ના મેમાં લાહોરમાં પણ એક બૉંબ ફાટયો. ૧૯૧૪ ના માર્ચમાં દિલ્હી ષડયન્ત્ર કેસ ચાલ્યો, જેમાં ચૌદ આરોપીઓને ઝડપવામાં આવ્યા. લાલા હનુમંત સહાય, અમીરચંદ, અવધબિહારી, બાલમુકુંદ દીનાનાથ, વસંતકુમાર વિશ્વાસ, બલરાજ વગેરે આમાં મુખ્ય હતા. દીનાનાથ અને સુલતાનચંદ તાજને પક્ષે ચડી ગયા. ત્રણને ફાંસી, એકને આજન્મ કાળાપાણી અને બલરાજ તથા હનુમંતસહાયને સાત ને નવ વર્ષની સજા થઇ. માસ્ટર અમીરચંદ, અવધબિહારી, અને ભાઇ બાલમુકુન્દ બિશ્વાસ હસતાં હસતાં ફાંસીએ

લટકી ગયા. ૧૯૧૫ સુધી શ્રી. રાસબિહારી બોઝ ઉત્તર હિન્દુસ્તાનમાં લપાતા છુપાતા પોતાનું કાર્ય કરતા હતા.

અમેરિકા પહોંચેલા શિખોમાં પણ રાજનીતિએ એવા વેગથી પ્રવેશ કર્યો કે જાણે એ લોકો પણ ત્યાં વિપ્લવનું સંગઠન કરવા જ ન ગયા હોય! લાલા હરદયાલે અરાજકતાવાદી બનીને એ લોકોમાં જબ્બર પ્રચાર કર્યો અને ભાઇ પરમાણંદે એ કાર્યમાં હાથ મિલાવ્યો. ૧૯૧૩ ની ૧૦ મી મેએ કેલિફોર્નિયામાં 'ગદર પાર્ટી'ની યથાવિધિ સ્થાપના થઇ. 'ગદર' નામનું એક સમાચારપત્ર પણ પ્રસિદ્ધ થવા માંડ્યું. હિંદી, ઊરદુ, ગુરુમુખી, અને ગુજરાતી વગેરે અનેક ભાષાઓમાં એનું પ્રકાશન થયું. ૧૯૧૪ ના મહાયુદ્ધની વાદળીઓ વરસવાની હતી અને એમાં ય લાભ ઉઠાવવા માટે, આ રૂપમાં તૈયારીઓ થઈ રહી હતી. દુનિયા પર જ્યાં જ્યાં હિન્દુસ્તાનનાં રહેવાસી વસતો હતો ત્યાં ત્યાં પત્ર પહોંચતું થયું. ૨૫ કે ૨૭ મી માર્ચ ૧૯૧૪ ને દિને લાલા હરદયાલજીને અમેરિકામાં પકડવામાં આવ્યા. મુક્તિ મળતાં તેઓ સ્વિટઝરલેંડ ગયા. ત્યાંથી જર્મની, અને પછી હોલેંડ જઇ પહોંચ્યા. અમેરિકાની લહેરો કેનેડામાં પણ પહોંચી ગઇ. કેનેડા સરકારની નડતરથી પણ જાગૃતિ પેદા થઇ. હિન્દીઓના કેનેડા જવા બાબત ઊભી કરવામાં આવેલી અડચણોનો પ્રચંડ વિરોધ થયો. સક્રિય વિરોધ માટે 'ગુરુ-નાનક સ્ટીમ નેવિગેશન કુંપની' સ્થાપવામાં આવી અને એના તરફથી 'કોમાગાતામારુ' જાપાની જહાજને જળમાં વહેતું કરવામાં આવ્યું. ૧૯૧૪ની ૨૩ મી મે એ એ બેંકોબાર પહોંચ્યું. એમાં ૩૧૧ શિખ અને ૨૧ મુસલમાનો હતા. એને કિનારે નાંગરવા દેવામાં ન આવ્યું. બે મહિના પૂરા પાણીમાં જ ઊભું રાખ્યા પછી, ૨૩ મી જુલાઈએ જહાજને પાછું વાળવામાં આવ્યું. આ બધાની વચ્ચે કેનેડાની પોલિસ સાથે જીભાજોડી થઇ. આ રીતે અપમાન પામી, પાછા ફરતા હિંદીઓ વિપ્લવી બને એમાં શો સંદેહ હોઇ શકે? ૨૬ મી સપ્ટેમ્બરે જહાજ પાછુ વળીને બજબજ પહોંચ્યું. માર્ગમાં પણ એની સાથે અપમાનપૂર્ણ વર્તન ચલાવવામાં આવ્યું. હોંગકોંગ અને સિંગા-

પુરમા તો એને ઊભુ રહેવા દેવામાં ન આવ્યું. બધાંને સીધાં પંજાબ જવાનું ફરમાન કરવામાં આવ્યું; એમને માટે સ્પેશિયલ ટ્રેન પણ ઊભી હતી. મુસાફરોને નજરકેદ થઇ જવાની દહેશત હતી. એમણે ઇન્કાર કર્યો, તો ઇન્કારનો જવાબ ગોળાથી વાળવામાં આવ્યો. ૧૮ તો ત્યાં જ ઘવાઇને શહીદ થઇને પડ્યા. માત્ર ૭૭ ને બળજબરીથી ગાડીમાં બેસાડી શકાયા; ૨૯ નાસી છૂટયા. ૩૧ ને નજરકેદ કરવામાં આવ્યા. આ આખાયે વિપ્લવી નાટકના સૂત્રધાર બાબા ગુરુ દત્તસિંહ હતા. એમને પકડવા માટે થયેલી દશ હજારના ઇનામની જાહેરાત પણ વ્યર્થ ગઇ. સાત વર્ષ પછી, મહાત્મા ગાંધીના આદેશથી પોતે આત્મસમર્પણ કર્યું. આ દરમિયાન એમણે ઠેકેદારી, મેનેજરી, ને હકીમી ઉપરાંત કોંગ્રેસનું કાર્ય પણ કર્યું, ને કોંગ્રેસ મહાસમિતિની બેઠકોમાં પણ સામેલ થઇ રહ્યા હતા.

'કોમાગાતામારૂ'ના કેનેડામાં થયેલા અપમાનના જખમ પર હિન્દી સરકારે વળી લૂણ ભર્યું. ગદર પાર્ટીમાં સ્વાભિમાનની વૃત્તિની સાથ સાથ સ્વતંત્રતાની ભાવનાએ પણ જોર પકડયું. ૧૯૧૪નું મહાયુદ્ધ શરૂ થઇ ચૂકયું હતું. પ્રવાસી શિખો રાજ્યક્રાંતિ માટે આ મોકો છે એમ માનીને ઝડપભેર હિન્દને કિનારે પાછા ફરી રહ્યા હતા. એમણે સંગાઇ, બેંગકોક, સિંગાપુર, અને બ્રહ્મદેશના હિન્દીઓમાં પણ વિદ્રોહની આગ સળગાવવી શરૂ કરી. એમનું મુખ્ય ધ્યેય સેનાઓને વિદ્રોહી બનાવવાનું હતું. રૂપિયાની જરૂરતને પહોંચી વળવા માટે એમણે પણ ધાડુપાડુઓનો માર્ગ અખત્યાર કર્યો. પંજાબમાં પણ બંગાળની માફક ધાડોનું આંદોલન શરૂ થઇ ગયું. આ માટે સ્વદેશ પાછા ફરતાં પ્રવાસીઓ પર કરડી નજર રાખવામાં આવતી. કલકત્તાથી જે એમનો પીછો પકડવામાં આવતો હતો, 'તોસામારૂ' જહાજમાં આવનારાઓ 'કોમાગાતામારૂ'ના મુસાફરો કરતાં પણ વધુ ભયંકર લેખાવા લાગ્યા. પ્રવાસીઓ હવે લપાતાં છુપાતાં ઘર પાછા ફરવા લાગ્યા. પંજાબમાં તો એમની જાણે મોટી

સામાન મોકલવાનો નિષ્ફળ ઉદ્યોગ કરવામાં આવ્યો. અકાલીઓ મારફત બંગાલીઓએ પણ સશસ્ત્ર પૉલિસ અને લશ્કર સામે ટક્કર ઝીલી. ગૌહાટી અને બાલાસોરનાં જંગલોમાં અને પર્વતોમાં તો યુદ્ધ પણ શરૂ થઇ ચૂક્યું. સાત સાત દિવસ સુધી વિપ્લવવાદીઓનો પીછો પકડવામાં આવ્યો. સિંગાપુરમાંની હિન્દી સેનાઓમાં વિપ્લવ પેદા કરવાની કોશીશો થઇ, ને બ્રહ્મદેશ તરફથી હિંદ પર હુમલો કરવાની યોજનાઓ પણ વિચારાઇ. પંજાબમાં ૨૧ ફેબ્રુઆરીએ કંઇ જ ન થયું. પરંતુ સિંગાપુરમાં વિદ્રોહની માંગણી પછી સાત દિવસ સુધી હિન્દી સેનાઓની ત્યાં હકૂમત કાયમ રહી. રશિયા અને જાપાનની મદદથી આ વિદ્રોહને દાબી દેવામાં આવ્યો, અને બ્રહ્મદેશમાં ષડયંત્રનો મુકદ્દમો ચલાવવામાં આવ્યો. આ પ્રમાણે ૧૯૧૪-૧૮ ના મહાયુદ્ધમાંથી લાભ ઉઠાવવાની બધી કોશીશો નિષ્ફળ નીવડી. પંજાબને નિર્વીય બનાવી દેવામાં આવ્યું, છતાં ક્રાંતિની આગની ચિનગારીઓ તુરત હોલવાઈ ન ગઈ. બંગાળમાં પણ એ જ સ્થિતિ થઇ. બેઉ પ્રાંતમાં અનેક માનનીય નેતાઓને ફાંસીએ ચડાવવામાં આવ્યા, કાળીપાણીએ વદાય કરવામાં આવ્યાં; કેટલાકોએ તો પોતે જ પોતાને હાથે મોતનો રસ્તો સાફ કરી દીધો. અમેરિકામાં પણ કેટલીક ઘટનાઓ બની ગઇ. સંયુક્ત પ્રાંતમાં 'માતૃવેદી' નામની સંસ્થાનું સ્થાપન થયું. એ સંસ્થાનો મંત્ર અથવા સૂત્ર આ હતું:-

"ભાઇઓ આગે બઢો, ફોર્ટ વિલિયમ છીન લો
કિતને હૈ અંગ્રેજ સારે ઉનકો બીન લો !"

પણ આ સંસ્થા ઊછરી ન શકી. ગ્વાલિયરમાં થયેલી ટક્કરને પરિણામે આના ૮૦ માં થી ૩૫ સાથી મરી ગયા. અને એના નેતા પંડિત ગેંદાલાલ તથા બ્રહ્મચારીજી એમના સાથીઓ સાથે ગ્વાલિયરના કિલ્લામાં કેદ પકડાયા. મૈનપુરિમાં આ ષડયંત્રનો કિસ્સો ચાલ્યો, ૧૯૧૯ની ૧લી સપ્ટેમ્બરે એકને સજા કરવામાં આવી. પણ આ બધું બન્યું તે વિશ્વાસઘાતને કારણે પંડિત ગેંદાલાલ અને રામનારાયણ જેલમાંથી નાસી છૂટયા

પંજાબના લશ્કરી રાજ્યની અંધાધૂંધી, જલિયાંવાળા બાગનો હત્યાકાંડ અને બીજાં નાનાં મોટાં તોફાનો તરફ કેવળ એક સંકેત કરવો જ બસ છે. આ પાપોનું નિવારણ કરવા માટે ૧૯૧૯ ના ડિસેમ્બરમાં વ્યાપક કોલકરાર કરતાં, રાજકેદીઓને શાહી માફી આપવામાં આવી. અનેક ષડયંત્રોમાં લાંબી સજા પામેલા કેટલાયે બંદીવાનોને મુક્ત કરવામાં આવ્યા. ગાંધીજીના અસહયોગ અને સત્યાગ્રહની સાથે, દેશે અહિંસાત્મક ક્રાંતિને માર્ગે કદમ મૂકવા માંડયા. ૧૮૫૭ પછીની વિપ્લવી પ્રવૃત્તિઓનો પૂર્વાધ અહીં પૂરો થયો માનવો જોઇએ.



## ૪

# ૧૮૫૭ થી ૧૯૪૨

## : ઉત્તરાર્ધ :

**મ**હાત્મા ગાંધીના અસહયોગ કે અહિંસાત્મક ક્રાંતિની બોલબાલા ત્રણ વર્ષ રહી. એક વર્ષમાં સ્વરાજ પ્રાપ્ત ન થયું, અને ચોરીચૂપીની ઘટનાઓ પાછળ વ્યાપક સત્યાગ્રહના કાર્યક્રમને સ્થગિત કરી દેવામાં આવ્યો. ક્રાંતિકારીઓએ નિરાશાના માર્યા, પોતાનો કાર્યક્રમ ફરી શરૂ કરી દીધો. બંગાળ અને કલકત્તામાં જ શ્રીગણેશ મંડાયા ધાડપાડુઓનું આંદોલન એવા વેગથી શરૂ થઈ રહ્યું કે બંગાળના લાટસાહેબ લૉર્ડ લિટનનું આસન ડોલી ઊઠ્યું. ૧૯૨૪ ની ૧૨ મી જાનેવારીએ ગોપીનાથ શાહે, કલકત્તામાં પોલિસ કમિશનર ટેગાર્ટને બદલે ભૂલમાં મિ. ડેની હત્યા કરી આખાયે દેશમાં આ બનાવનો પ્રશ્ન થઈ પડ્યો. મહાત્મા ગાંધી અને દેશબંધુ દાસના પરસ્પર વિરોધી નિવેદનો બહાર પડ્યાં અને કોંગ્રેસ મહાસમિતિમાં પણ બે વચ્ચે ખટરાગ થયો. હત્યાઓનું આંદોલન વધી પડ્યું. ૧૮૧૮ ના ત્રીજા નિયમ પ્રમાણે અને બંગાલ નટદક્રમની રૂએ કામ લેવામાં આવ્યું. આખા બંગાળમાં શોધખોળ અને

ગિરફતારીની ધૂમ મચી ગઇ સુભાષબાબુ પણ પકડાયા લગભગ ૧૨૬ વ્યકિતઓને નજરકેદ રાખવામા આવી. કાનપુરમાં પણ પડયત્રનો મુકદ્દમો ચાલ્યો અને મેરઠનો પ્રસિદ્ધ મુકદ્દમો પણ શરૂ થયો. છૂપે વેશે સ્વદેશ પાછા ફરેલા ને એ જ અવસ્થામા રહેતા શ્રી. એમ. એન. રોયને મુબઇમા પકડવામા આવ્યા, ને પછી કાનપુરમા મુકદ્દમો ચલાવવામાં આવ્યો આ મુકદ્દમાઓ, સામ્યવાદના રૂપમાં ઉછરતી જતી ક્રાંતિનુ દમન કરવા માટે ચલાવવામા આવ્યા હતા.

પજાબમા બબ્બર અકાલીઓને રૂપે એક નવુ ક્રાતિકારી દળ ઊડીને ઊભુ થયુ પજાબમા, વિશેષે કરીને દોઆબમાં ભીષણ વ્યાધિ ફેલાઇ ચૂકયો 'કૂકા વિપ્લવ'ની માફક આ પણ અકાલીઓ પર્યંત જ મર્યાદિત રહ્યો 'બબ્બર અકાલી' નામનુ પત્ર પ્રગટ કરવામાં આવ્યું. આ દળનો સ્પષ્ટ ઉદ્દેશ, ૧૮૫૭ની માફક સેનાઓમા વિદ્રોહ પેદા કરી, ભારતને સ્વતત્ર કરવાનો હતો. પોલિસને છાની છૂપી ખબરો પહોંચાડનારા તરફ તો એમણે જેહાદ બોલવી દીધેલી અનેક આવા જાસૂસોને મોતને ઘાટે ઉતારવામા આવ્યા. પોલિસની સામે યુદ્ધમા જ અનેકવાર ટકકર ઝીલાઇ અને આ દળનુ બળ વધતુ રહ્યું. ૯૧ બબ્બર અકાલીઓ પર પહેલો મુકદ્દમો ચલાવવામા આવ્યો પાચને ફાસી, બારને આજન્મ કાળાપાણી, અને આડત્રીસને બીજી સજાઓ ફરમાવાઇ અપીલમાં વળી એક બીજાને ફાસીની સજા થઇ ૧૯૨૬ની ૨૭મી ફેબ્રુઆરીએ બધાને એક સાથે ફાસીને માચડે ઝુલાવવામા આવ્યા ને ત્યાર પછી દમનનો દોર એવો આથળો હતો, કે કોંગ્રેસને તપાસ માટે એક સમિતિ બેસાડવી પડી મદ્રાસમા શ્રીરામ રાજૂએ એક વિપ્લવી દળનુ સગઠન કરીને અગ્રેજ લશ્કરમાથી યે કેટલીયે વાર લોહીનુ દાણ મેળવ્યુ ને અનેક અફસરોને ગોળીના નિશાન બનાવ્યા પરતુ છેવટ સુધી એ હાથ ન આવ્યા. બગાળમાં આ પ્રવૃત્તિઓએ જોર પકડયુ ૧૯૨૫મા દક્ષિણેશ્વર બોમ કેસ ચાલ્યો.

કાકોરીકાડના રૂપમા ૧૯૨૫ની છઠ્ઠી ઓગસ્ટે જે જ્વાળામુખી ફાટી નીકળ્યો અને જેમા શ્રી અશફાક ઉલ્લાખાન, શ્રી રામપ્રસાદ

બિસ્મિલ, શ્રી રાજેન્દ્ર લહરી અને ઠાકુર રોશનસિંહ શહીદ થયા. એ 'હિન્દુસ્તાન રિપબ્લિકન એસોસિયેશન'ના નામથી બનાવવામાં આવેલા પ્રાંતવ્યાપી સંગઠનનું પરિણામ હતું. ટ્રેનની ધાડ પછી સમગ્ર પ્રાંતમાંથી અને બંગાળ તથા પુના તરફથી લગભગ ૪૦ વ્યકિતઓને પકડવામાં આવી. ૨૮ પર મુકદ્દમો ચાલ્યો. કેટલાક છુપાતા ફરતા રહ્યા; ને છેવટ સુધી હાથ ન આવ્યા. પાંચને ફાંસી, ને તેરને લાંબી સજા ફરમાવવામાં આવી. સરકારની અપીલને લીધે વળી કેટલાકની સજામાં વધારો પણ થયો!

પંજાબમાં પણ નવજુવાનોની નસોનું લોહી ધીખી ઊઠયું. 'નવજવાન ભારત સભા'ની સ્થાપનના થઇ. સંયુકત પ્રાંતમાંની 'હિન્દુસ્તાન એસોસિયેશન' અને બંગાળના લોકોની સાથે આ સભાએ સંબંધ બાંધ્યો. બિહારથી પણ કેટલાકનો સાથ સાંપડયો. બધાંને ભેગા કરી 'હિન્દુસ્તાન સોશિયાલિસ્ટ રિપબ્લિકન આર્મી'ને નામે એક કેન્દ્રીય સંગઠન કરવામાં આવ્યું. ઝાંસીમાં કેન્દ્ર સ્થાપી પ્રાંતોમાં જુદા જુદા કાર્યકર્તાઓને નીમવામાં આવ્યા. સરદાર ભગતસિંહને બધાને મેળવી આપવાનું કામ મળ્યું, ને શ્રી ચન્દ્રશેખર આઝાદને સૈનિક વિભાગ સોંપવામાં આવ્યો. અવારનવાર કાર્યક્રમ નક્કી કરવામાં આવતો. કાકોરીના કેદીઓને જેલથી ભગાડવાનો, સાઇમન કમિશનની ટ્રેન ઉથલાવવાનો, કાકોરીના અમીચંદોની હત્યા કરવાનો, લાહોર, સહરાનપુર, આગ્રા અને કલકત્તામાં બૉંબકેન્દ્ર સ્થાપવાનો, પંજાબકેસરી લાલ લજપતરાય પર થયેલા લાઠી પ્રહારનો બદલો લેવાનો, ને તે માટે લાહોરના પોલિસ સુપરિન્ટેન્ડન્ટ મિ. સ્કોટને ગોળીથી વીંધવાનો અને પૈસાની મદદ માટે રાજનૈતિક ધાડ પાડવાનો નિશ્ચય કરવામાં આવ્યો. ૧૭ મી ડિસેમ્બરે મિ. સ્કોટને બદલે શક પરથી મિ. સેંડર્સ પર ધોળે દિવસે આક્રમણ કરવામાં આવ્યું. પીછો પકડનાર મિસ્ટર ફ્ર્ન અને પોલિસ ચાનનસિંહ પર પણ ગોળીઓ છોડવામાં આવી. એ બે ઘાયલ થઇને યમલોક પહોંચી ગયા. પોલિસ માથાં પટકીને બેસી ગઇ. કોઇનો પત્તો ન લાગ્યો. ૧૯૨૯ ની ૮ મી એપ્રિલે દિલ્હીમાં મળેલી એસેમ્બ્લીમાં અમરશહીદ ભગતસિંહ અને

બટુકેશ્વર દત્તે બોમ્બ ફેંકીને જાતે આત્મસમર્પણ કર્યું, ત્યારે જ આ દળની પહેલી બે વ્યકિતઓ પોલિસને હાથ લાગી. એમને કાળાપાણીની સજા થઈ. લાહોરમા દશહરામા એક બોમ્બ ફેંકવામા આવ્યો. છૂપી પોલિસની પ્રવૃત્તિઓ ચાલુ રહી લાહોરમા સુખદેવ, કિશોરીલાલ અને જયગોપાલ ૧૯૨૯ ની ૧૫ મી એપ્રિલે પકડાયા જયગોપાલ, હંસરાજ વોરા અને ૫ વ્યકિતઓએ ઘડો ફોડયો, ગિરફતારીઓની તાંત હાથ લાગી ગઈ. જેને માટે સમસ્ત ઉત્તર ભારત, પંજાબ, દિલ્હી, સયુંકતપ્રાંત, બિહાર અને બગાળમાં ધરપકડો શરૂ થઇ, એવો આ પહેલો જ આંતરપ્રાંતીય ષડયંત્ર મુકદ્દમો હતો ઉર પર મુકદ્દમો ચાલ્યો સાત તાજના સાક્ષી બની ગયા, ને ૧૬ ઠેઠ સુધી લપાતા રહ્યા આ મુકદ્દમાનો વિગતવાર ઇતિહાસ આપવાનુ અહીં પ્રયોજન નથી. ખાસ વટહુકમ કાઢી, મુકદ્દમાની વચમા જ એક ખાસ લવાદસમિતિ નીમવામાં આવી. ૧૯૩૦ ની ૭ મી ઓકટોબરે અમરશહીદ ભગતસિંહ, સુખદેવ અને રાજગુરુને ફાંસીની સજા થઇ સાતને આજન્મ કાળાપાણી અને ત્રણને લાંબી સજા થઇ. બાકીનાને છોડી મૂકવામાં આવ્યા અમરશહીદ યતીન્દ્રનાથ દાસ ૬૨ દિવસના ઉપવાસ પછી સ્વર્ગે સિધાવ્યા. ગાંધી ઇરવિન કરાર બાદ, પણ ૧૯૩૧ ના માર્ચની ૨૩ મીએ સાંઝે સાડાસાત વાગ્યે ત્રણેને લાહોરમાં ફાંસી દેવામા આવી અને સતલજ પર ચોરીછૂપકીથી લઇ જઇ, એમની લાશોને ફૂંકી દેવામા આવી આ મુકદ્દમાનો ફેંસલો ૪૦૦ પાનાં ભરીને લખવામા આવ્યો, ને એની નકલ રૂપિયા ૨૨૫) મા મળતી હતી ! આની વચમા જ, દિલ્હીની પાસે વાઇસરોયની સ્પેશિયલ ટ્રેનને ૧૯૨૯ ની ૨૬ ડિસેમ્બરે ઉડાવી દેવાનો પ્રયાસ કરાયો લાહોરમા એક પ્રયોગ કરતા કરતાં ભગવતીચરણનો વિસ્ફોટથી દેહાન્ત થયો. પંજાબના અનેક શહેરોમા બોમ્બ ફૂટવા લાગ્યા. બીજા પણ કેટલાક પ્રયત્નો થયા, પરંતુ તે સર્વ ઘણુંખરું નિષ્ફળ ગયા પોલિસે ૨૬ આરોપીઓને ઘેરી બીજો લાહોર ષડયંત્ર કેસ ચલાવ્યો આમાં ગિરફતાર થેલા બધા આરોપીઓ પંજાબી હતા ૧૪ આરોપીઓ ભાગી ગયા,

જેમાં ચંદ્રશેખર, આઝાદ, યશપાલ, શ્રીમતી દુર્ગા અને કુમારી સુશીલા પણ હતાં. આ બે 'ભાભી' અને 'દીદી'ના નામથી વધુ પ્રસિદ્ધ હતાં. મુકદ્દમો ખાસ નિયુક્ત કરવામાં આવેલી લવાદસમિતિ સામે ચાલ્યો. પાંચ જણ તાજના સાક્ષી બની ગયા.

દિલ્હીમાં પણ ચૌદ ગિરફતાર થયા પછી, ષડયંત્ર મુકદ્દમાનું નાટક રચાયું, પરંતુ તે પછી, ત્રણ સાધારણ મુકદ્દમા ચલાવીને કેટલાકને નજરકેદ કરવામાં આવ્યા. આ દિવસોમાં ગાડોદિયા સ્ટોર, દિલ્હી પર સાહસપૂર્ણ ધાડ પાડવામાં આવી ને તેર હજારની રકમ ઉચાપત કરાઈ ગઈ.

આ જમાનાની સૌથી વધુ મહત્ત્વપૂર્ણ ઘટના, ૧૯૩૧ ની ૨૭ મી ફેબ્રુઆરીએ દસ વાગ્યા પછી, અલાહાબાદના આલ્ફ્રેડ પાર્કમાં બની. સુખદેવરાજ સાથે શહીદ ચન્દ્રશેખર આઝાદ ત્યાં નજરે ચડયા ! પોલિસે આવીને એમને ઘેર્યા. બેઉ બાજુથી ધડાધડ ગોળીઓ છૂટી. સુખદેવરાજ તો પોબાર થઈ ગયા. આઝાદને ગોળીઓથી ભીંસી નાખવામાં આવ્યા. ક્રાંતિકારી દળના એ વીર સેનાપતિ અનંત નિદ્રાની ગોદમાં પોઢી ગયા. ઘાયલ થઈને એમણે જે વૃક્ષનો આશ્રય લીધેલો, તેને પણ કાપી નાખવામાં આવ્યું. *પ્રાંતહિંસાથી ઉન્મત્ત બનેલ પોલિસ અધિકારી એ* વીરતાપૂર્ણ અને સાહસપૂર્ણ ઘટનાની ત્યાં કોઈ નિશાની સુદ્ધાં રહેવા દેવા નહોતા માગતા. ત્યાં પછી મુડદું પાછું સોંપવાની તો વાત જ શી !

લાહોરના શાલિમાર બાગમાં ઑગસ્ટ માસમાં સુખદેવરાજ અને જગદીશની સાથે પોલિસને ટક્કર થઈ. જગદીશનો તો ત્યાં જ કાળ આવી ગયો, ને સુખદેવરાજ પકડાઈ ગયા. તેરમી ડિસેમ્બરે ત્રણને ફાંસી, બેને આજન્મ કાળાપાણી ને પાંચને મુક્તિ આપ્યા બાદ, બાકીનાને લાંબી સજા ફરમાવવામાં આવી.

ગાંધીજીની દાંડીયાત્રા અને નિમક સત્યાગ્રહથી શરૂ થયેલી અહિંસાત્મક ક્રાંતિનું અવસાન ગાંધી ઇરવીન કરારથી થઈ ચૂકયા પછી, ગાંધીજી બીજી ગોળમેજી પરિષદમાં સિધાવ્યા. પરંતુ ઑર્ડિનન્સ રાજ

શરૂ થતાં, નેતાઓની ગિરફતારી થવા માંડી, ને તેની સાથે અહિંસાત્મક ક્રાંતિએ ફરી જોર પકડયું. લાલક્રાંતિ પણ જોરમાં હતી. બંગાળમાં અનેક ઘટનાઓ બની. બિહાર, સંયુક્ત પ્રાંત અને પંજાબમાં પણ છૂટીછવાઇ ઘટનાઓ બનતી રહી. બંગાળમાં ૧૯૩૦ માં ૩૬ કાંડ થયા. ધાડપાડુઓ અને હત્યારાઓનું જોર ઠીક રહ્યું. અમૃતસરમાં ષડયંત્રના મુકદ્દમા ચાલ્યા, ને ૧૯૩૦ ની ૨૩ મી ડિસેમ્બરે યુનિવર્સિટી હોલમાં પંજાબના ગવર્નર પર મરદાનના હરિકૃષ્ણે ગોળી તાકી. એ સાધારણ ઘાયલ થયા. બીજા પણ કેટલાક ઘાયલ થયા. અનેકની પકડાપકડી થઇ. આમાં હતા શ્રી રણવીર, શ્રી વીરેન્દ્ર, શ્રી. અહસન ઇલાહી. હરિકૃષ્ણને ૧૯૨૧ ની ૬ જુને ફાંસી દેવાઇ. રણવીર, દુર્ગાદાસ અને ચમનલાલને ફાસી અપાઇ ગઇ. બિહારમાં શ્રી યોગેન્દ્ર શુકલ ક્રાંતિકારી પ્રવૃત્તિઓના આ દિવસમાં કેન્દ્ર હતા. ૧૯૩૦ ની ૧૧ જુને એમને મલખાચક ગામમાંથી સૂતા પકડવામાં આવ્યા. તકિયા તથા બિસ્તરમાંથી બે ભરેલી રિવોલ્વર તથા ત્રણ પિસ્તોલ પોલિસે હાથ કરી. એમને ૨૨ વર્ષની સજા થઇ. મુંબઇમાં ૧૯૩૦ ની ૯ મી ઓક્ટોબરે લેમિંગ્ટન રોડનો ગોળીકાંડ થયો. બાર જણ પર મુકદ્દમો ચાલ્યો. દિલ્હી, સિંધ બ્રહ્મદેશમાં પણ કેટલાક કાંડ થયા.

સૌથી મોટા ભીષણ કાંડ, ૧૯૩૦ ની ૧૮ મી એપ્રિલે ચટગાંવમાં શસ્ત્રાગારની લૂંટનો થયો. એમાં ૫૧ યુવકોએ ભાગ લીધો. ચાર ટોળીએ રાતના ૯ા થી ૧૦ાા વાગ્યાની વચ્ચે જુદાંજુદાં સ્થળો પર આક્રમણ કર્યું. ટેલિફોનનાં દોરડાં કપાઇ ગયાં; રેલના પાટા ઉખાડીને ફેંકી દેવાયા. ને હથિયારો રાખવાની જગાઓ લૂંટી લેવાઇ. લશ્કરી અને સિપાઇઓનાં બે ય શસ્ત્રાગારો લૂંટાયા. ગુરખા લશ્કર આવી પહોંચતાં, આક્રમણકારીઓ પહાડીઓમાં ભરાઇ ગયા. ત્યાં પણ લશ્કરે એમનો પીછો પકડી, પહાડીને ઘેરી લીધી. બેઉ બાજુથી ગોળીઓ છૂટવા લાગી. ૧૬ આક્રમણકારી યુવકો મેદાનમાં ખતમ થઇ ચૂકયા

૫૦ મરી ગયા; લશ્કર વેરવિખેર થઇ ગયું. ત્રણગણા બળથી ફરી હલ્લો થયો, ને પરિણામે ૩૦ સૈનિક વધારે મરી છૂટયા. રાત્રિફરમાન શરૂ થઇ ગયું. શોધખોળની સાથેસાથે પકડપકડ પણ શરૂ થઇ. ત્રણ ચાર દિવસ યુદ્ધ ચાલુ રહ્યું. ૨૨ મી એપ્રિલે ભૂખતરસથી થાકયા-હાર્યા યુવકોએ જાન પર આવી જઇ લડી લેવાનો નિશ્ચય કર્યો. અનેક વાર સામસામી ટક્કર ઝીલાઇ. છટ્ઠી મેએ કલારપોલમાં રમખાણ થયું. છ સાત યુવકો ત્યાં ખપ આવી ગયા. ચંદ્રનગર પણ બાકી ન રહ્યું. છેવટે ૨૪ મી જુલાઇએ ૨૨ આરોપીઓ પર ખાસ લવાદસમિતિની સામે મુકદ્દમો ચાલ્યો. ચટગાંવમાં જ નહીં, પણ આખાયે બંગાળમાં દમનનો નિર્દય કોરડો ફરી વળ્યો, ને ક્રિમિનલ લૉ એમેન્ડમેંટ એક્ટનો ખુલ્લો પ્રયોગ કરવામાં આવ્યો. ચટગાંવની આસપાસ પ્યુનિટિવ પોલિસને બેસાડવામાં આવી; ને નવાનવા પ્રતિબંધો શરૂ થયા. ૧૯૩૧ ની ૩૦ મી ઑગસ્ટે ચટગાંવમાં લૂંટ પણ કરવામાં આવી. ૧૯૩૨ ની ૧ લી માર્ચે ચટગાંવ શસ્ત્રાગાર કેસમાં બાર જણને કાળાપાણીની અને બેને બબે ત્રણત્રણ વર્ષની સજા ફરમાવવામાં આવી. ૧૬ નિરપરાધી ઠર્યા. પરંતુ તેમને બંગાલ વટહુકમની રૂએ છટકી જવા દેવામાં ન આવ્યા.

કલકત્તાની અનેક ઘટનાઓમાં, ૧૯૩૦ ની ૨૫ મી ઑગસ્ટે, પોલિસ કમિશનર ટામર્ટની મોટર પર ડેલહાઉસી સ્કેવરમાં બૉમ્બ ફેંકવાની ઘટના સૌથી વિશેષ ઉલ્લેખપાત્ર છે. આ આંદોલનને અંગે ૨૬ મકાનોની તપાસ થઇ. શ્રી દિનેશચંદ્ર મઝૂમદારને કાળાપાણીની સજા થઇ. ૨૦ બીજી વ્યક્તિઓ પણ પકડાઇ. ઢાકા, મેમનસિંહ, ચાંદપુરમાં પણ બીજાં તોફાનો થયાં. ૧૯૨૦ ની ૮ મી ડિસેમ્બરે કલકત્તામાં રાઇટરના મકાનમાં જેલ ઇન્સ્પેકટર જનરલ સિમ્પસન પર ત્રણ યુવકોએ ગોળીના નવ બાર કર્યા ને એ ત્યાં જ ઢગલો થઇને જમીન પર પડી ગયા. રાઇટર બિલ્ડીંગમાં મોટો ઉપદ્રવ ને ઊહાપોહ મચી ગયો. ચારે બાજુ સનનન સનનન કરતી ગોળીઓ છૂટવા લાગી. પરિણામે ત્રણે યુવકો—બિનોયકૃષ્ણ બોઝ, બિનયકૃષ્ણ અને દિનેશ ગુપ્ત

આત્મહત્યા કરવાનો પ્રયત્ન કરી જોયો. સુધીરકુમાર ત્યાં જ મરી ગયા, વિનયકૃષ્ણે હૉસ્પિતાલમાં દેહ તજ્યો, અને દિનેશગુપ્તને દવાદારૂ અને સારવારથી બચાવી લેવામાં આવ્યા. આ સનસનાટીમાં ચટગાંવ, ઢાકા અને કલકત્તામાં ગિરફતારી શરૂ થઇ. શ્રી દિનેશને બીજી ફેબ્રુઆરીએ ફાંસીની સજા થઈ; વીસ વર્ષનું એમનું આયુષ્ય ને તેમાં ૮ મી ફેબ્રુઆરીએ સજાનો અમલ પણ થઇ ગયો. બંગાળ સરકારનો હેવાલ બતાવે છે કે ૧૯૩૦ માં દસ પોલિસ અફસરો માર્યા ગયા છે, ૪૦૦ વ્યકિતઓ ધવાઇ છે. ૪૫૪ ને વટહુકમ અનુસાર પકડવામા આવ્યા છે, ને ૫૮ ને ફાંસીની અથવા લાંબી સજા ફરમાવવામાં આવી છે.

૧૯૩૧ માં સંયુકત પ્રાંતમાં કાનપુર, કાશી, ખેરી વગેરે સ્થળોએ જે તપાસ થઇ તેમાં થોડી સાધનસામગ્રી મળી આવી, જેના આધાર પર અદાલતમાં મુકદ્દમા ઊભા કરવામાં આવ્યા. પંજાબમાં વિપ્લવી ઘટનાઓ બનતી જ રહી. તીજો લાહોર ષડયંત્ર કેસ પણ ચાલ્યો. ૧૧ વ્યકિતઓ પર પટણામાં ૧૯૩૨ની ૫ મી જાનેવરીએ ને ૧૫ વ્યકિતઓ પર, મોતીહારીમાં, ૭ મી જાનેવારીએ ષડયંત્ર મુકદ્દમો ચાલ્યો. શ્રી. યોગેન્દ્ર શુકલ અને દસ વ્યકિતઓ આમાં નાસી છૂટી. અનેકોને આજન્મ કાળાપાણી અને લાંબી સજાઓ થઇ. ભુસાવળમાં બોંબ કેસ પણ ચાલ્યો. ૨૨ મી જુલાઇએ પુનામાં મુંબઇના તે વેળાના ગવર્નર સર અર્નેસ્ટ હોટસન પર શ્રી. વાસુદેવ બલવંત ગોગટેએ ગોળી ચલાવી. અજમેર, ઇન્દોર, દિલ્હી, પેરઠ અને કરાંચીમાં પણ છૂટી છવાઇ સનસનાટી ફેલાઇ. બંગાળમાં મિદનાપુર જિલ્લા મેજિસ્ટ્રેટ મિ. જેમ્સ પેડી પર ૭ મી એપ્રિલે ગોળી તાકવામાં આવી. બીજે દિવસે હૉસ્પિતાલમાં એમનું અવસાન થયું. લગાતાર ત્રણ જિલ્લા મેજિસ્ટ્રેટને ઠાર મારવામાં આવ્યા. ૧૯૩૨ ની ૩૦ મી એપ્રિલે મિ. ડગલાસને, ને ૧૯૩૬ ની બીજી ડિસેમ્બરે મિ. બર્જને ૭ ૭ ગોળીઓનાં નિશાન બનાવવામાં આવ્યા: મિ. ડગલાસ સુધરાઇ ખાતાની કચેરીમાં ને મિ. બર્જ ફૂટબોલના મેદાનમાં. અલિપુરના સેસન જજ,

ઢાકાના કમિશનર અને કલેક્ટર, યુરોપિયન એસોસિયેશનના પ્રધાન મિ. વિલિયર્સ અને ત્રિપુરાના જિલ્લા મેજિસ્ટ્રેટ પર પણ ઘાતકી આક્રમણો કરવામાં આવ્યાં. ધાડ અને હત્યાઓનું જોર ભારે રહ્યું. જુવાન છોકરીઓએ પણ આ વિપ્લવી કડિમાં ભાગ લેવો શરૂ કર્યો. ત્રિપુરાના જિલ્લા મેજિસ્ટ્રેટ મિ. સી. જી. વી. સ્ટીવન્સ પર ૧૯૩૧ ની ૨૪ મી ડિસેમ્બરે ગોળી છોડવાવાળી બે કુમારિકાઓ હતી, શાંતિઘોષ અને સુનીતિ ચોધરી. એઉને પાછળથી આજન્મ કાળાપાણીની સજા થઇ. આ જ આંદોલનમાં શ્રી ઇન્દુમતિ સિંહને પણ પકડવામાં આવ્યાં. આ વર્ષની સૌથી ભીષણ દુર્ઘટના હિજલી નજરકેદીઓની છાવણીમાં બની ગઇ. ૧૬ મી ડિસેમ્બરે રાતે ૧૦ વાગ્યે વાળુને સમયે રાક્ષસી ગોળીકાંડ શરૂ થયા. અડધા કલાક સુધી, આંખ મીંચીને, નિરપરાધી, નિઃશસ્ત્ર બંદીવાનો પર ગોળીઓ ચલાવવામાં આવી. ૧૮ વ્યક્તિઓ ઘાયલ થઇ, ને શ્રી સંતોષકુમાર મિત્ર તથા શ્રી. તારકેશ્વર સેન શહીદ થયા. દેશભક્ત સુભાષબાબુની મહેનતથી, બેઉ મુડદાંને કલકત્તા લાવવામાં આવ્યાં. અને દબદબાપૂર્વક અને ભારે સન્માનથી, મોટું સરઘસ કાઢવામાં આવ્યું. સરકારી તપાસ કમિશનના હેવાલમાં કહેવામાં આવ્યું હતું કે કોઇપણ યોગ્ય કારણ વગર, મનમાન્યા ઢંગથી ગોળીઓ છોડવામાં આવી હતી. પરાધીન દેશમાં માનવજીવનની આથી વધુ કિંમત કઇ રીતે હોઇ શકે? બંગાળ ક્રિમિનલ લૉ ઓર્ડિનન્સ અમલમાં આવ્યો; તપાસો ને પકડાપકડીનું વાતાવરણ એની અંતિમ મર્યાદાએ પહોંચી ચૂક્યું. પ્રાંત આખાનો કોઇ ખૂણો ભાગ્યે જ ફંફોળાયા વિનાનો રહી ગયો હશે!

૧૯૩૨ માં સવિનય ભંગના રૂપમાં સત્યાગ્રહનું જોર નમવાથી, વિપ્લવી ઘટનાઓ વધુ ન બની. આ અહિંસાત્મક ક્રાંતિમાં લગભગ ૭૦ હજાર સ્ત્રી-પુરુષોને જેલોમાં બેસાડી દેવામાં આવ્યા. અલ્લાહાબાદમાં આર્યમિત્ર મહિલા સાવિત્રીદેવીના મકાન પર શ્રી. યશપાલની ગિરફતારી, અને બેઉ બાજુથી ગોળીબારનો તરખાટ એ મુખ્ય ઘટના છે. શ્રી.

યશપાલને ૧૪ વર્ષ, અને શ્રીમતીજીને પાંચ વર્ષની સજા થઇ કાનપુર, કાશી અને લખનૌમાં તપાસ ને ધરપકડો થઇ. અનેક ષડયંત્રો અને લાહોરના સુપ્રસિદ્ધ ષડયંત્રમાં તાજના સાક્ષી બનનાર ફણીન્દ્ર ઘોષની ૧૯૩૨ ના નવેમ્બરમાં હત્યા કરવામાં આવી. વૈકુંઠ શુકલને આને માટે ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા. ઉપદ્રવોનું જોર વિશેષ પ્રમાણમાં હતું. ગવર્નર સર સ્ટેન્લી જેક્સન પર, ૧૯૩૨ની છઠ્ઠી ફેબ્રુઆરીએ, કુમારી વીણાદાસે પદવીદાન સમારંભ વેળા, પાંચ ગોળીઓ છોડી. ગવર્નર સહેજમાં બચી ગયા. મિદનાપુર, ફરીદાબાદ, ઢાકા, કુમિલ્લા, રાજશાહી અને ચટગાંવમાં સરકારી અફસરો પર ઘાતક આક્રમણ કરવામાં આવ્યાં, ને ભયાનક હત્યાઓ થઇ. સ્ટેટ્સમેનના સંપાદક સર આલ્ફ્રેડ વૉટસન પર બપોરે ત્રણ વાગ્યે, એમની કચેરીના દરવાજામાં જ ગોળીઓ છોડવામાં આવી; અકસ્માત એ બચી ગયા. ૨૪ સપ્ટેમ્બરની રાતે, ચટગાંવની યુરોપિયન કલબ પર બૉમ્બ ફેંકવામાં આવ્યો. ધાડ અને હત્યાના કિસ્સા બનતા જ રહ્યા. અજમેરમારવાડાના દેવલી ગામમાં એક વધારાની છાવણી ઊભી કરવામાં આવી, જેમાં શરૂઆતમાં ૧૦૦ ને પછી ૫૦૦ જણને નજરકેદમાં રાખવામાં આવ્યા. પોલિસના હેવાલ મુજબ, આ વર્ષે, ૭૪ આતંકવાદી કાંડ થયા, ૭૩૦ને ગિરફતાર કરવામાં આવ્યા, ને ૧૬૦૦–૧૭૦૦ ને છાવણીઓમાં, ગામોમાં કે ઘરોમાં નજરકેદ રાખવામાં આવ્યા.

બ્રહ્મદેશનો ધારાવાડી વિદ્રોહ પણ ઉલ્લેખપાત્ર છે. ૧૯૩૦ માં એની શરૂઆત થયેલી; ને ૧૯૩૨ માં અંગ્રેજી તથા હિન્દી લશ્કરના ભીષણ આક્રમણથી એને દબાવી દેવામાં આવેલો. એનો સ્પષ્ટ ઉદ્દેશ, અંગ્રેજી રાજ સામે વિદ્રોહ કરવાનો હતો. અનેકવાર, અનેક સ્થાનો પર, બેઉ બાજુથી આક્રમણ કરવામાં આવ્યું, ને બંદૂકો તથા મશીનગનોનો પ્રયોગ પણ કરવામાં આવ્યો. સરકારી હેવાલો અનુસાર બે હજાર વિપ્લવીઓ મરી ગયા, ને બારે હજારે આત્મસમર્પણ કરી દીધું. અનેકને ફાંસી ને આજન્મ કાળાપાણીની સજા દેવામાં આવી.

આ વિદ્રોહ આખાયે બ્રહ્મદેશમાં ફેલાઇ ગયો હતો, અને એની પછી બ્રહ્મદેશને હિન્દથી અલગ પાડી દેવામાં આવ્યો.

મેરઠમાં ૧૯૨૯માં શરૂ થયેલા ષડયંત્રના મુકદ્દમાના સાડા ચાર વર્ષ પછી, ૧૯૩૩ ની ૧૬ મી જાનેવારીએ એનો ફેંસલો આવ્યો. દેશના ખૂણેખૂણામાંથી ૩૨ વ્યકિતઓને આ માટે ગિરફતાર કરવામાં આવી. સરકારને આને માટે ૩૮ લાખ રૂપિયા ખર્ચ થયો. પાંચ મહિનામાં ૬૦૬ પાનાં ભરીને આનો ફેંસલો લખવામાં આવ્યો હતો. ચાર જણને મુક્ત કરવામાં આવ્યા હતા, બાકીનાને આજન્મ કાળા પાણીની તથા લાંબી લાંબી સજા ફરમાવવામાં આવી હતી.

વરિષ્ઠ અદાલતમાંથી ઘણા બેગુના ઠરી છૂટી ગયા. ને બાકીનાંને પણ નજીવી સજા થઇ. બિહારમાં ૧૯૩૩ માં ગયા, ઝરિયા, છપરા, ભાગલપુર અને રાંચીમાં અનેક મુકદ્દમા ચાલ્યા, અનેક બોંબકાંડ થયા, ને મોટી સંખ્યામાં ગિરફતારી થઇ. થોડીક હત્યાઓ પણ થઇ. મદ્રાસમાં ઉટાકામંડમાં બેંક પર ધાડ પાડવામાં આવી. ચટગાંવના થાણાદારની હત્યા થઇ, શ્રીમતી કલ્પના દત્ત અને ચટગાંવના બીજા ત્રણ આગેવાનોને ગિરફતાર કરવામાં આવ્યા. કલ્પના દત્તને આજન્મ કાળાપાણીની ને ત્રણને ફાંસીની સજા થઇ. કોર્નવોલિસ સ્ટ્રીટમાં વિપ્લવી યુવકો અને પોલિસ વચ્ચે પરસ્પર ગોળીબાર ચાલી. અલિપુરમાં ૩૮ યુવકો પર ષડયંત્રનો મુકદ્દમો ચાલ્યો. એમને સંયુક્તપ્રાંત, પંજાબ, બ્રહ્મદેશ અને બંગાળનાં જુદાંજુદાં સ્થાનોમાંથી પકડવામાં આવ્યા હતા. ચટગાંવ અને મિદનાપુરમાં એવા ભીષણ દમનથી કામ લેવામાં આવ્યું, કે ચારે બાજુ ભય, ઉપદ્રવ ત્રાસનું વાતાવરણ છવાઇ ગયું. અંધાધૂંધી તપાસ, ઘરપકડ, મારપીટ, રાત્રી-ફરમાન, પ્યુનિટિવ કર વગેરે દમનના બધા ઉપાય કામે લગાડવામાં આવ્યા. ૧૫ થી ૨૫ વર્ષના યુવકોને રાતે ઘરબાર નીકળવાની મના ફરમાવવામાં આવી, ને દિવસે પણ પરિચયપત્રિકા સિવાય એઓ કરી જા-આવ ન કરી

શકતા. સાઇકલ પર બેસવાનું પણ એમને માટે બંધ કરવામાં આવ્યું. શાળાઓ પર વિશેષ પ્રતિબંધ મૂકવામાં આવ્યો. યુવકોના વડીલ સંરક્ષકોને એમના પર વિશેષ કાબૂ રાખવાનો આદેશ કરવામાં આવ્યો. ચટગાંવમાં વધારાનું લશ્કર ઊભું રાખવામાં આવ્યું, ને બે વર્ષમાં એને માટે અઢી લાખ રૂપિયા ખર્ચવામાં આવ્યા. કેટલાયે નવા કાનૂનો બનાવવામાં આવ્યા. નાગરિકો પાસેથી આ આતંકવાદની વિરુદ્ધ પ્રચાર કરવાનું કામ લેવામાં આવ્યું. આટલું દમન છતાં, છૂટાછવાયા કાંડ તો થતા જ રહ્યા અને દાર્જિલિંગમાં ગવર્નર સર જોન એંડરસન પર ૮ મી મેએ નિષ્ફળ છતાં પ્રાણઘાતક આક્રમણ કરવામાં આવ્યું. બે યુવકોએ ચારેકોરથી એમના પર ગોળીઓ છોડી, છતાં એ બચી જવા પામ્યા।

૧૯૩૪ માં ઈંદોરમાં ચોવીસ યુવકોની એક ટોળી પર ષડયંત્રનો મુકદ્દમો ચાલ્યો. 'સ્વતંત્ર ભારત સમિતિ' 'સ્વતંત્ર ભારતસંઘ' પર આના સંગઠનનો આધાર હતો. પંડિત રામેસ્વામ આના નેતા હતા. ધારમાં પણ ઘણુંખરું એમાંના જ તેર યુવકો પર એવો જ મુકદ્દમો ચાલ્યો. બેઉ કિસ્સાઓમાં લાંબી સજાનો હુકમ થયો.

૧૯૩૫ માં બંગાળમા મેમનસિંહ, ફરીદપુર, રાજશાહી, ચટગાંવ, ઢાકા, બાંકુડા, વીરભૂમિ, જેસોર, મિદનાપુર, ત્રિપુરા, નોઆખલી, મુરશિદાબાદ, વગેરે સ્થળે વિપ્લવીઓની પ્રવૃત્તિ અટકી નહિ. આનાથી બીજાં વધારે સ્થળોમાંથી વિપ્લવી સાહિત્ય અને સામાન મળી આવ્યાં. ૨૪૧૮ વ્યક્તિઓને આ વર્ષે નજરકેદ રાખવામાં આવી. બલિયામાં ષડયંત્રનો મુકદ્દમો ચાલતાં. છને સજા થઇ. આમાં આજમગઢનો ૧૨૦ વર્ષનો એક વૃદ્ધ લુહાર પણ હતો. એને ૪ વર્ષની સજા કરવામાં આવી હતી.

૧૯૩૯માં દેશના રાજનૈતિક વાતાવરણમાં ભારે પરિવર્તન આવ્યું. સત્યાગ્રહ આંદોલનને અટકાવીને મહાસભાએ વૈધાનિક કાર્યક્રમ અપનાવ્યો. બિહારભૂકંપ પછી પટણામાં મહાસભાની સમિતિની

મહત્ત્વપૂર્ણ એકક મળી. ૧૯૩૫ના કાયદાકાનૂનના સુધારા અનુસાર થયેલી ધારાસભાની ચૂંટણીઓમાં મહાસભાને ભારે બહુમતી મળી. ૧૧ માંથી સાત કોંગ્રેસી મંત્રીમંડળ બનાવાયાં. કોંગ્રેસના ચૂંટણીના જાહેરાતપત્રમાં વિપ્લવી અને રાજકેદીઓને છોડવાની ઘોષણા કરવામાં આવી હતી. આ નીતિને કાર્યરૂપમાં પલટાતી અટકાવવા અવરોધો નાખવામાં આવ્યા; અટલે ૧૫ મી ફેબ્રુઆરીએ સંયુક્તપ્રાંતના પ્રધાન મંત્રી શ્રી. પંડિત ગોવિંદ વલ્લભ પંત અને બિહારના પ્રધાન મંત્રી શ્રી. કૃષ્ણસિંહે રાજીનામું પેશ કરી દીધું. દેશભક્ત સુભાષચંદ્ર બોઝના રાષ્ટ્રપતિપદે ભરાયેલી હરિપુરા મહાસભામાં એ રાજીનામાનું સમર્થન કરવામાં આવ્યુ. સરકારે ઝૂકવું પડ્યું. ને રાજકેદીઓનો બિનશરતી છૂટકારો થયો. આ જ દિવસો દરમિયાન આંદામાનના ટાપુ પર રાખવામાં આવેલા રાજકેદીઓમાં પેદા થયેલી અસંતોષની આગ ભડકો લઇ ઊઠી. ૨૪૦ જણે હિન્દ સરકાર પર એક આવેદનપત્ર મોકલ્યું. ૧૯૩૭ની ૨૪મી જુલાઇએ એમણે અનશનવ્રત શરૂ કરી દીધું. લગભગ ૨૨૫ જણ એમાં સામેલ થયા. શ્રી. મહાવીરસિંહ તો સ્વર્ગવાસી પણ થઇ ગયા. દેશને ખૂણેખૂણે રાજ્યકેદીઓની મુક્તિ અને આંદામાનથી એમને પાછા બોલાવવાના આંદોલને જોર પકડ્યું. ખાસ દિવસ નક્કી કરી, આખાયે હિન્દમાં આ આંદોલન માટે દેખાવો કરવામાં આવ્યા. દેવલીના નજરકેદીઓએ સહાનુભૂતિના ઉપવાસ શરૂ કર્યા. બંગાળની ધારાસભા અને બીજી કેન્દ્રીય ધારાસભામાં પણ કેટલા પ્રસ્તાવ રજૂ થયા, કોંગ્રેસ કાર્ય-સમિતિએ અને ગાંધીજીએ પણ રસ લઇને મુકાવ્યું. ગાંધીજી અને વાઇસરોય તથા કેદીઓ વચ્ચે તારના સંદેશા દ્વાર થઇ ગયા. મહાત્માજીના અનુરોધથી ૨૮મી ઓગસ્ટે અને બાકીનાઓએ ૧૬મી ડિસેમ્બરે અનશન છોડ્યું. એમણે આમ પણ લખ્યું કે “અમો આપને અને આપના દ્વારા સમસ્ત રાષ્ટ્રને સૂચવવામાં ગૌરવ ... ... ... છીએ કે અમારામાંથી જેમને પણ આતંકવાદમાં વિશ્વાસ

હતો, તે હવે ઊડી ગયો છે. અને હવે એઓ, રાજનૈતિક શસ્ત્ર અથવા ઉદ્દેશ્યના રૂપમાં એની નિષ્ફળતા ઓએ સિદ્ધ થઈ છે એમ માને છે. અમે જાહેરાત કરીએ છીએ કે આતંકવાદ દેશના કાર્યમાં સહાયતા કરવાને બદલે એમાં નડતર પહોંચાડે છે." આ કાંઇ સરકારનો આતંકવાદ પર વિજય નહોતો, પણ ગાંધીજીની અહિંસાનો હિંસા પર, ને કોંગ્રેસ સત્યાગ્રહનો આતંકવાદ પરનો મહાન વિજય હતો. કોંગ્રેસી સરકારો માટે નજરકેદીઓને છૂટા કરવાનું કામ સહેલું થઇ ગયું.

આંદામાનથી બધા રાજકેદીઓને પાછા બોલાવી લેવામાં આવ્યા. દેવલીની છાવણી પણ ખાલી થઇ ગઈ. બંગાળનો પ્રશ્ન ઘણો જટિલ હતો. ગાંધીજી ત્રણ માસ કલકત્તામાં આવીને રહ્યા, ને બીમાર હોવા છતાંયે એમણે પ્રધાનમંત્રી તથા ગવર્નર જોડે કેટલીયે વાર મુલાકાતો લીધી. ૧૯૩૭ ના એપ્રિલમાં બંગાળમાં રાજકેદીઓ અને નજરકેદીઓની સંખ્યા ત્રણ હજારથી વધુ હતી. મહાત્માજીના પ્રયત્નોને પરિણામે ૧૧૦૦ને તુરત છોડી દેવામાં આવ્યા. ૪૫૦ ના મામલા પર વિચાર કરવાનું વચન લેવાયું. ૧૯૩૮ ના એપ્રિલમાં ગાંધીજી ફરી કલકત્તા આવ્યા. સપ્ટેમ્બર સુધીમાં બંગાળ સરકાર ૧૫ સાથે પત્રોનો વહેવાર ચાલ્યો. ૧૯૩૯ ની ૨૧ મી જુલાઈએ નજરકેદીઓની સંખ્યા કેવળ ૨૬૩ ની હતી. ઑગસ્ટ સુધીમાં લગભગ બીજા ૨૫૦ને છોડી દેવામાં આવ્યા. એના સિવાય ૩૦૦ રાજકેદી પણ હતા, જે ડમડમ અને અલિપુર જેલમાં પુરાયેલા હતા. એમાંના કેટલાકને ધીરેધીરે છોડવામાં આવ્યા. બાકીનાના કિસ્સા પર વિચાર કરવા માટે એક સમિતિની નિમણૂક કરવામાં આવી.

આ રીતે આતંકવાદનો તો એક પ્રકારે અંત આવી ગયો, પરંતુ વિપ્લવી ભાવનાઓનો અંત નહોતો આવ્યો. સ્વતંત્રતાની અભિલાષા અને આકાંક્ષા એકવાર દઢ થયા પછી એનો અંત આવતો જ નથી. ૧૯૩૬ માં વિશ્વવ્યાપી મહાયુદ્ધની જે ઘટાઓ યુરોપના શિર પર છવાઈ રહી હતી, તે ૧૯૩૯ માં ગર્જવા લાગી. સપ્ટેમ્બરમાં તો અઢળક વર્ષા

ગઇ, ને યુરોપમાં રણચંડીએ ભીષણ તાંડવ શરૂ કરી દીધું. જે સોનેરી ઘોષણાઓ સાથે ઇંગ્લેંડે આમાં ઝંપલાવ્યું, તેની પ્રતિક્રિયા પણ શરૂ થઇ ગઇ. ધીરજની પણ કોઇ હદ છે! ૧૯૧૮ ની લડાઇમાં લોકમાન્ય તિલકના વિરોધમાં ઇંગ્લેંડને સાથ દેનાર મહાત્મા ગાંધીએ યુદ્ધવિરોધી સત્યાગ્રહનો શંખ ફૂંકયો, ને અસહકારની ભાવનાનું નેતૃત્વ સ્વીકાર્યું. અંદર ને અંદર સળગનારા જ્વાળામુખીનો જે વિસ્ફોટ ૧૯૪૨ માં થયો અને એનાથી જે ગૌરવયુક્ત ઇતિહાસ નિર્માણ થયો, એની ગૌરવપૂર્ણ કહાણી હવે લખાઇ રહી છે. એના બે ભાગ છે. એકનું નિર્માણ દેશની ચાર દીવાલો વચ્ચે થયું. ને બીજાનું નિર્માણ બૃહત્તર હિન્દના અગ્નિસમા સીમાપ્રદેશમા. બેઉના નિર્માતાઓના હૃદયમા એક જ ભાવના હતી, ને બેય એક જ ભારતમાનાં સન્તાન હતાં,

આ પાનાંઓ પર જે લાંબી કહાણીની કેવળ એક રેખા ચીતરાઇ છે, એનો પ્રત્યક્ષ સંબંધ આ કહાણી સાથે ભલે ન હો; અને આલ્હાસંગ્રહનની દૃષ્ટિએ એ સર્વથા જુદી પણ ભલે હો, પરંતુ લેશ માત્ર સંદેહ વગર કહી શકાય એમ છે કે ભાવના દૃષ્ટિએ બેઉ એક જ ચિત્રનાં બે પડખાં છે, એક જ દિશામાં કરાયેલા બે પ્રયાસ છે, અને એક જ મહાન આદર્શની પૂર્તિ માટે બેઉમાં એક જ પ્રેરણા હતી. બેઉનું લક્ષ્યબિંદુ એક જ હતું: સ્વતંત્ર ભારત, આઝાદ હિન્દ, જય હિન્દ.



૫

# હીણા વિશ્વાસઘાત

આઝાદ હિન્દ ફોજના અફસરો અને સૈનિકોના કોર્ટ માર્શલ માટે દિલ્હીના લાલ કિલ્લાને પસંદ કરવામાં હિન્દી સરકારે કોણ જાણે કયો વિચાર રાખ્યો હશે ! પરંતુ એથી એટલો લાભ તો જરૂર થયો કે પુરાણા ઇતિહાસનાં પાનાં લોકોની દૃષ્ટિ સમક્ષ ખડાં થઇ ગયાં. ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામના ઇતિહાસની થોડીક ઘટના અહીં અંકિત છે; ને આ દેશમાં અંગ્રેજી રાજની ઇમારત ખડી કરવામાં સહાયભૂત નીવડનાર હીણા વિશ્વાસઘાતની રોમાંચક કહાણી પણ અંકિત છે; એ વિશ્વાસઘાત, તે હિન્દના છેલ્લા સ્વતંત્ર સમ્રાટ બહાદુરશાહની સાથે, એની ખિદમત કરનાર, આજના સભ્યતાભિમાની અંગ્રેજોનો કરેલો. આ મુકદ્દમાઓ સાથે, એ વિશ્વાસઘાતથી એના પર ચલાવવામાં આવેલા મુકદ્દમાની તુલના વર્તમાનપત્રોમાં કરવામાં આવી છે, કારણ કે એના પર ૧૮૫૭ માં સ્વતંત્રતાના સંગ્રામને માટે, આ જ લાલ કિલ્લાના દીવાને ખાસમાં મુકદ્દમો ચલાવાયો હતો. ને એના પર પણ આઝાદ હિન્દ ફોજના અફસરોના જેવો જ આરોપ મૂકવામાં આવ્યો હતો. ઇંગ્લેંડના સમ્રાટની વિરુદ્ધ યુદ્ધ કરવાનું, ને લાલ કિલ્લામાં કેદ કરીને

અંગ્રેજોની કતલ કરવાનું મુખ્ય તહોમત બહાદુરશાહને નામે છે. જેમણે એના આદેશ અવગના કરીને, આઝાદ હિન્દ ફોજમાં સામેલ થવા ઇન્કાર કર્યો એમને હેરાન કરવાનો, મારવાનો ને હત્યા કરવાનો એના પર આરોપ મૂકવામાં આવ્યો છે. ત્યારની ને અત્યારની ઘટનાઓમાં સૌથી વધુ સમાનતા તો એ છે કે કોઈ પણ વિદ્રોહ, વિપ્લવ, ક્રાંતિ અથવા સ્વતંત્રતાના સંગ્રામમાં ભાગ લેનારને, એને મળનાર સફળતા યા અસફળતાને કારણે જ 'દેશભક્ત,' વીર' અથવા 'દ્રોહી' ઠરાવી દેવામાં આવે છે. અસફળતાને કારણે જ ૧૮૫૭ના સ્વતંત્રતાસંગ્રામને સિપાહી-વિદ્રોહનું નામ અપાયું; ૧૯૪૨ની ઑગસ્ટ ક્રાંતિને 'ઉપદ્રવ' અને 'હુલ્લડ'નું નામ અપાયું, અને આજે આઝાદ હિન્દ ફોજવાળાને 'વિદ્રોહી'ઓ સાબિત કરવાનો પ્રયત્ન થઇ રહ્યો છે. જો કોઈ રીતે બહાદુરશાહી સફળ થઇ ગઇ હોત તો ત્યારે, અને જો ઇમ્ફાલને મોરચા પર નેતાજીની સેનાઓ અને હિન્દમાં ૧૯૪૨ની ક્રાંતિ સફળ થઈ ગઈ હોત, તો આજે, ઇતિહાસ જુદા જ શબ્દોથી લખાયો હોત અને લાલ કિલ્લામાં જુદું જ નાટક રચાયું હોત.

એ સમયના ઇતિહાસનું જેવું. સુંદર વિવેચન કર્મવીર પંડિત શ્રી. સુંદરલાલજીએ પોતાના 'ભારતમેં અંગ્રેજી રાજ્ય' નામના અમર પુસ્તકમાં કર્યું છે તેવું બીજા કોઇ હિન્દી પુસ્તકમાં થયું નથી. પંડિતજી તત્કાલીન ઇતિહાસના સંમાનનીય વિદ્વાન છે. એમણે અલાહાબાદની સાંસ્કૃતિક પત્રિકા, 'વિશ્વવાણી'માં ઇતિહાસના આ પડખા પર પણ ઘણો સુંદર પ્રકાશ નાખ્યો છે. પંડિતજી એમા લખે છે, "આઝાદ હિન્દ ફોજના અફસરોના મુકદ્દમાનાં આંદોલન માટે ગયે મહિને એસોસિયેટેડ પ્રેસના ખબરપત્રીએ જે બયાન મોકલ્યું છે, એમાં આ વાતનો પણ ઉલ્લેખ કર્યો છે કે, આઝાદ હિન્દ ફોજના અફસરોનો આ મુકદ્દમો સન ૧૮૫૭ ના બહાદુરશાહી દ્રોહ પછી દિલ્હીના બાદશાહ બનવાના આરોપસર તથા જન્મભરની સજા કરી, એને રંગૂન મોકલાવી દેવામાં આવ્યા હતા એ મુકદ્દમાના જેવો જ છે. એસોસિએટેડ પ્રેસનું

આ બયાન ઇતિહાસની દૃષ્ટિએ સદંતર જૂઠું છે. ઇસ્ટ ઇંડિયા કંપનીની સાથે દિલ્લીના કોઇપણ બાદશાહે એવું સુલેહનામું કર્યું નથી, જેમાં દિલ્લીના કોઇ પણ સમ્રાટે કદી પણ કંપનીની પ્રજા તરીકે પોતાની ઓળખાણ આપી હોય અથવા કદી પણ અંગ્રેજોનું અધિપતિપણું સ્વીકાર્યું હોય. મોગલ સમ્રાટનાં ફરમાનો દ્વારા જ અંગ્રેજ કંપનીને પોતાની કોઠીઓ બનાવવા માટે કલકત્તા, મદ્રાસ, સૂરત વગેરેમાં જાગીરો મળી હતી. એ જાગીરો માટે, અંગ્રેજો દિલ્લી દરબારને ખિરાજ આપતા, અને ગવર્નર–જનરલથી માંડીને નાનામાં નાનો અંગ્રેજ મોગલ સમ્રાટના દરબારમાં જતો, બીજા દરબારીઓની માફક કુરનીની કરી ઊભો રહેતો, સમ્રાટને નજરાણું ધરતો ને પોતાની જગા પર અદબ વાળી ઊભો રહી જતો.

કંપનીના દરેક ગવર્નર જનરલની નોંધપોથીમાં દિલ્લીનાં બાદશાહના 'ફિદવી–એ–ખાસ (ખાસ નોકર) શબ્દો લખાયેલ રહેતા. શાહ આલમે સૌથી પહેલાં સન ૧૭૬૫ માં ક્લાઇવને બંગાળ, બિહાર ને ઓડિસાની દીવાનીનો અધિકાર આપ્યો. એની પછી જુદી જુદી રીત તરકીબોથી અંગ્રેજોએ દિલ્લી સમ્રાટના દરબારમાં પોતાની શકિત વધારવા માંડી. હિન્દુસ્તાનમાં રહેવાવાળા બધા અંગ્રેજો પોતાને દિલ્લી સમ્રાટની પ્રજા તરીકે ઓળખાવતા પણ, તે સમ્રાટને પોતાની મુઠ્ઠીમાં રાખવા ચાહતા. સમ્રાટ ને શાહઆલમ આ પરદેશીઓની બેઅદબી અને અવિવેકથી વાજ આવી ગયા. ને માધોજી સિંધીયાની મદદ માગી. માધોજી દિલ્લી આવ્યા. અંગ્રેજોના બળને તોડયું, ને દિલ્લી સમ્રાટની અસલ હકૂમત કાયમ કરી આપી. એણે રાજધાની તથા આસપાસના ઇલાકાની લશ્કરી રક્ષણનો ભાર મરાઠા સૈનિકોને સોંપ્યો. સમ્રાટ શાહઆલમે આ તબક્કે માધોજીની તારીફમાં એક ફારસી બેન લખી હતી:

માધોજી સિંધિયા ફરજંદ જિગર બંદે મન,
હસ્ત મસરૂફ તલાફી એ-સિતમગારિએ મા ?

કંપનીને મરાઠાની આ વધતી શક્તિ દબાવી દેવાની જરૂરત લાગી. બીજા મહાયુદ્ધનો એ સમય હતો. જનરલ લેક કંપની તરફથી પોતાના હસ્તાક્ષરોમાં એક કરારનામું લખી, શાહ આલમ સામે રજૂ કર્યું. એમાં કરાર હતો કે સમ્રાટ મરાઠાઓને દિલ્લીથી વદાય કરે તો આખા મુલક પર એમની જૂની હકૂમત કાયમ કરવામાં પોતે એમને મદદ આપશે. અભાગી, નિર્બળ અદૂરદર્શી શાહઆલમ ફરી અંગ્રેજોની ચાલબાજીમાં ફસાયો. શાહઆલમની અનુમતિ ને મદદથી જ અંગ્રેજોએ સન ૧૮૦૪માં મરાઠાઓને દિલ્લીની વફાદાર પ્રજા તરીકે જાહેર કરી, અને સમ્રાટને પોતાના ખરચને માટે બાર લાખ રૂપિયાનું વર્ષાસન આપવાનો કરાર કર્યો. આ સમય પર્યંત મરાઠાઓ અને અફગાનોની તાકાત અને એના મુકાબલામાં પોતાની કમજોરીને કારણે, અંગ્રેજો, દિલ્લી સમ્રાટ અને બીજા ઊપરીઓનું માન જાળવવાનું, અને પોતાને સમ્રાટની પ્રજા તરીકે જાહેર કરવાનું જરૂરી સમજતા હતા.

દિલ્લી સમ્રાટ અને એમનું ભલું ચાહવાવાળાઓને સૌથી પહેલા અંગ્રેજોની નિયત પર શક પડવાનું કારણ મળી ગયું. લોર્ડ વેલેસ્લીએ, સમ્રાટની રાજધાની લાલ કિલ્લામાંથી હઠાવીને મુંગેરના કિલ્લામાં ખસેડવી એવી તજવીજ કરવા માંડી. બુઢ્ઢો શાહઆલમ આ તજવીજની વાત સાંભળીને ગુસ્સાથી લાલ થઇ ગયો. લોર્ડ વેલેસ્લી સમય વરતી ગયા, ને વધુ તજવીજ કરવી બંધ રાખી. આની પછી સન ૧૮૦૬માં શાહઆલમ પરલોક સિધાવ્યો.

શાહઆલમની પછી અકબરશાહ દિલ્લીના તખ્ત પર બેઠા. આની પહેલાં સીટન દિલ્લીમાં કંપનીના રેસિડંટના હોદ્દા પર હતો. સીટન જ્યારે પણ દરબારમાં જતો, તો નીચા દરજ્જાના હિન્દુસ્તાનની દરબારી તરીકે સમ્રાટની સામે વિધિપૂર્વક તસલીમ, કુરનિશ કે મુજરો કરતો, ને શાહી ખાનદાનના દરેક નબીરા પ્રત્યે યોગ્ય આદરમાન દેખાડતો. સીટનની પછી ચાર્લ્સ મેટકાફ રેસિડંટ તરીકે આવ્યો. મેટકાફે

તુરત જ પોતાના અંગ્રેજ માલિકના હુકમથી સમ્રાટ અકબરશાહની તરફનો વર્તાવ બદલી નાખ્યો, ને થોડીક એવી અડચણો ઊભી કરવા માંડી, કે સમ્રાટ અને એમના દરબારીઓના દિલમાં અંગ્રેજો પ્રત્યે નફરતનો ભાવ વધી ગયો.

જનરલ લેકે સમ્રાટ શાહઆલમને જે કરારનામું લખી આપ્યું હતું, એની શરતો હજી પૂરી થઇ નહોતી. સમ્રાટ અકબરશાહે એ શરતો પૂરી પડાવવા પ્રયત્નો કર્યા, પણ નિષ્ફળ ગયા. એટલે એમણે રાજા રામમોહનરાયને પોતાના એલચી બનાવીને ઇંગ્લાંડ મોકલ્યા. ત્યાં પણ રાજા રામમોહનરાયની વાત કોઇએ સાંભળી નહીં. આ વાતની જાણ દિલ્હીમા થઇ, ને ત્યાના લોકોને દિલ્હીના શાહી ખાનદાન તરફ અંગ્રેજોની ચાલચલગત માટે ભારે શક પેદા થયો.

સમ્રાટ બહાદુરશાહે પોતાના અંગ્રેજ ફિદવી–એ–ખાસના કરારનામાની શરતની રૂએ રકમની માગણી કરી. આ દરમિયાન દિલ્હીના આસપાસના પ્રદેશ પર કંપનીનો પંજો જામતો જતો હતો, અને હિન્દુસ્તાનના બધા ખજાનાના માલિક ગણાતા દિલ્હીસમ્રાટને હવે પોતાના દરબાર માટે પણ ખરચની તાણ પડવા લાગી. બહાદુરશાહે ગવર્નર જનરલ પાસે નજરાણાં વગેરેની રકમની માગણી કરી, પણ અંગ્રેજો એક યા બીજે બહાને તેને ઉડાવતા જ રહ્યા !

પ્રત્યેક ઇદ, નૌરોજ કે સમ્રાટની વર્ષગાંઠને દિને ગવર્નર જનરલ અને સરસેનાપતિ જાતે સમ્રાટના દરબારમાં હાજર રહીને અથવા રેસિડંટ મારફત, સમ્રાટની સામે નજરાણા ધરતાં. સન ૧૮૩૭ મા બહાદુરશાહના રાજ્યારોહણ વખતે પણ આવું નજરાણું સાદર થયું હતું. આની પછી પણ બહાદુરશાહને નજરાણાં મળતાં રહેતા, પણ લૉર્ડ એલનબ્રુક ગવર્નર જનરલને પદે આવતાં એ બંધ થઇ ગયાં.

સન ૧૮૫૪ મા બહાદુરશાહના પુત્ર અને જાનશીન મિરઝાં ફખરૂ મૃત્યુ પામ્યા. રેસિડંટ ટોમસ મેટકાફ બહાદુરશાહના દરબારમાં મળવા

ગયા. બહાદુરશાહને એ વેળા નવ પુત્રો હતા; જેમાં સૌથી વધુ આશા આપતો અને હોશિયાર મિરઝા જવાંબખ્ત ગણાતો હતો. બહાદુરશાહે આઠે શાહજાદાઓની રજાથી જવાંબખ્તને યુવરાજપદે સ્થાપ્યો. આ ખબર સાંભળીને ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજે રેસિડંટને લખ્યું કે, સમ્રાટના ઠાઠ અને દબદબાનો ઘણો ઢોળ હવે ઊતરી ચૂક્યો છે; પહેલા જેવી રોનક અને રૂઆબની ચમક પણ હવે દેખાતી નથી, અને તૈમૂરી ખાનદાન જેના પર ઘમંડ કરતો, તે સમ્રાટનો અધિકાર પણ એક પછી બીજાના હાથમાં જતાં ખતમ થઈ રહ્યો છે. હવે તો લાગે છે કે બહાદુરશાહના મૃત્યુ પછી, કલમના એક લસરકાથી બાદશાહતને, ખતમ કરવી એ મુશ્કેલ કાર્ય નથી. બાદશાહને ગવર્નર જનરલ અને કમાંડર-ઇન-ચીફ તરફથી જે નજરાણું અપાતું હતું ને મેં ધીરે ધીરે બંધ કરી દીધું છે. બાદશાહના નામથી કંપનીનો સિક્કો પાડવામાં આવતો હતો તે પણ બંધ કરવામાં આવ્યો છે. ગવર્નર જનરલની નોંધપોથીમાં 'બાદશાહના 'ફિદવી-એ-ખાસ' શબ્દો લખાતા હતા તે હવે કાઢી નાખવામાં આવ્યા છે. હવે મોગલ સમ્રાટની માત્ર સહીસિક્કાની પદવી રહી છે, જે બાદશાહના મોત પછી રદ કરવી આસાન છે."

આ દરમિયાન ૧૮૫૬ના અંત ભાગમાં બહાદુરશાહના એક બીજા પુત્ર મિરઝા કિયાસ જોડે ગવર્નરે છાનીમાની સુલેહ કરી લીધી, ને એની સાથે એવી શરત કરવામાં આવી કે બહાદુરશાહની પછી એને 'બાદશાહ'ને બદલે માત્ર 'શાહજાદા' તરીકે બોલાવવામાં આવશે, અને એણે દિલ્હીનો લાલ કિલ્લો ખાલી કરવો પડશે. આ ખબર મળતાં જ સમ્રાટ બહાદુરશાહ તથા દિલ્હીનિવાસીઓના દિલમાં ગુસ્સાની આગ પ્રગટી ઊઠી. અંગ્રેજ કંપનીના પંજામાંથી દેશને આઝાદ કરવાની તદબીરો શોધાવા લાગી, ને થોડાક જ મહિના પછી સન ૧૮૫૭માં હિન્દુસ્તાનના એક ખૂણાથી બીજા ખૂણા સુધી, આઝાદી જંગની જ્વાળાના લાલ ભડકા ફેલાઈ ગયા.

આ રીતે સન ૧૮૫૭ના સ્વાધીનતા યુદ્ધના દિવસો સુધી સમ્રાટ બહાદુરશાહ કાયદાની રૂએ, અથવા નૈતિક દૃષ્ટિએ અને હકીકતની બિનાએ હિન્દુસ્તાનના કુલ મુખત્યાર બાદશાહ હતા. અંગ્રેજોએ એની સાથે વફાદારીનું સુલેહનામું કર્યું હતું. એમણે એને નજરાણું અને વર્ષાસન આપવાનું કબૂલ્યું હતું. દિલ્લીદરબારમાં અંગ્રેજોની શકિત, મરાઠા અને રજપૂતોની માફક માત્ર મનસબદારની હતી. આ મનસબદાર અવિવેકી, ચાલાક, શહેનશાહને નામે પ્રજા પાસેથી કર વસૂલ કરી પચાવી જવાવાળો અને બેઇમાન સાબિત થઇ ચૂકયો હતો. ધીરેધીરે એણે રાજદ્રોહ પણ શરૂ કરી દીધો; દિલ્લીસમ્રાટના 'ફિદવી–એ–ખાસ' શબ્દો લખવા પણ મૂકી દીધા; અનેક તરીકાઓ કરીને સિક્કા પરથી બાદશાહનું નામ નાબૂદ કરી દીધું અને બાદશાહની રૈયતને દરેક રીતે લૂંટવાઝૂંટવા માંડી. હા, એ કબૂલ કે બાદશાહ કમતાકાત હતા, દિલ્લીદરબારની શકિત મંદ પડી ગઇ હતી, વિદેશી જાલીમોના હાથથી પોતાની પ્રજાને બચાવવાને એ અસમર્થ હતી, પરંતુ એનાથી એની હકૂમત, એની સર્વોચ્ચ સત્તા, હિન્દુસ્તાનના સરતાજની એની કાનૂની પદવી કેવી રીતે બદલાવી શકાય ? જેને સન ૫૭ ની વિદ્રોહી ક્રાંતિ કહેવામાં આવે છે, એ માત્ર ત્રણ સૂબાઓની દીવાન જેવી દ્રોહી કંપનીના લોકોને દબાવી દેવાની અને સજા કરવાની, કાનૂની દૃષ્ટિએ જોરદાર કોશિશ માત્ર હતી. પેશવા ધુંધૂ પંત, રાણી લક્ષ્મીબાઇ, બેગમ હઝરત મહલ, રાજા સતારા વગેરે સમ્રાટ બહાદુરશાહના નામ પર સલામી આપતા, અને એ કાનૂની હતું, કારણ એ સમય સુધી કોઇપણ સુલેહનામાની રૂએ, અથવા ખુદ અંગ્રેજોના કોઇ એલાનની રૂએ પણ દિલ્લીસમ્રાટની કાનૂની શહેનશાહત ખતમ નહોતી થઇ. બહાદુરશાહને કોઇ નવા વિધિથી હિંદના સરતાજ બનાવવાની વાત પણ નહોતી. એ તો હકીકતમાં કયારનાયે સરતાજ હતા જ. એમની વિરુદ્ધ અંગ્રેજો દ્રોહી હતા, અને એમને સજા દેવાની જે કોઇ કોશિશો થઈ હોય, તે બધી ઇન્સાફ અને

કાનૂનને અનુરૂપ હતી, એટલે જ્યારે અંગ્રેજોની વિરુદ્ધ સન ૫૭ની એ આઝાદીની લડાઇ શરૂ થઇ, કે ફરીથી એક વાર હિન્દુસ્તાન ભરમાં મોગલ સમ્રાટની લીલી ધજા ફરફરવા લાગી; સારાયે હિન્દની ફોજે અંગ્રેજ કંપનીના નોકરોએ જબરજસ્તીથી ઝૂંટવી લીધેલા શાહી ખજાના લાવી લાવીને સમ્રાટ બહાદુરશાહના કદમોમાં ધરવા શરૂ કર્યાં.

મોગલ બાદશાહોએ પોતાની ખુશીથી અંગ્રેજોને કેટલીયે મુખાગીરી સોંપી હતી. એમણે યાપણને ખતમ કરી મૂકી ને શાહીખજાનાને પણ ઘર ભેગા કરી દીધા. સન ૧૮૫૭માં, બહાદુરશાહે કંપનીને દીવાનીમાંથી બરખાસ્ત કરી દીધી. આમ કરવાનો એમને પૂરો અધિકાર હતો. એ અધિકારનો કોણ ઇન્કાર કરી શકે એમ છે? દિલ્હીસમ્રાટનું રાજ હિન્દવાસીઓને માટે 'સ્વ'–રાજ જ હતું.

કહ્યું "જહાંપનાહ! કંપની તરફથી, ઘણાં વર્ષોથી બંધ રહેલું આ આપનું નજરાણું!"

આની પછી લાલ કિલ્લામાં એક લશ્કરી અદાલતની સામે સમ્રાટ બહાદુરશાહ પર મુકદમો ચાલ્યો. સમ્રાટે એમાં કોઇ પણ પ્રકારનો ભાગ લેવાનો ગૌરવભેર ઇન્કાર કર્યો. આ દેશમાં જન્મેલા પણ નહીં, અને જેમને આજકાલના આંતરરાષ્ટ્રીય કાનૂન અનુસાર આ દેશમાં આવા વર્તન માટે કડકમાં કડક સજા થવી જોઇએ એવા સમ્રાટના 'ફિદ્વી-એ-ખાસે' ખુદ સમ્રાટ પર મુકદમો ચલાવ્યો. આ દેશમાં અંગ્રેજી હકૂમત જ બિલકુલ ગેરકાયદે છે. અંગ્રેજ લોકોને આ દેશની પ્રજાએ કદી રાજા તરીકે કબૂલ કર્યા નથી; કે નથી મોગલબાદશાહોએ એમને કદી પોતાના ઉત્તરાધિકારી યા વારસ બનાવ્યા. કેવી મજાકની વાત છે કે જે વિદેશીઓ પર એમના હજાર ને એક કાયદેસરના ગુનાઓ માટે લાલ કિલ્લામાં કોર્ટમાર્શલ થવું જોઇએ તે જ આજે આ દેશના રહેવાસી પર એ જ લાલ કિલ્લામાં વિદ્રોહનો મુકદમો ચલાવી રહ્યા છે!

એ જ સમયની બીજી ઘટનાઓ અને આ સમયે એના પર થનાર વિવરણથી પણ ઉપરની જ વાતોનું સમર્થન થાય છે. ફેબ્રુઆરી ૫૭માં નાનાસાહેબ ધુન્ધુપંતની યોજનાથી 'પયામે આઝાદી' નામનું એક પત્ર મરાઠી અને ઊરદૂ લિપિમાં પ્રગટ કરવામાં આવ્યું હતું. કોઇ વાર સવારે, કોઇ વાર સાંજે, કોઇ પર થોડા થોડા દિવસોને અંતરે, અને કોઇ વાર રોજ પ્રગટ થતું. ખરેખર એ પત્ર આઝાદીનો સંદેશ લઇને, સન ૫૭ના સ્વતન્ત્રતાયુદ્ધના મુખપત્રના રૂપમાં જ પ્રગટ થતું હતું. એમાં બહાદુરશાહનો એક સંદેશ પ્રગટયો હતો. એમાં હિન્દુમુસલમાનોને કહેવામાં આવ્યું હતું, કે તમે હવે ખામોશ રહો એવી ખુદાની મરજી નથી, કારણ એણે એમનાં દિલમાં અંગ્રેજોને પોતાના મુલકમાંથી બહાર હાંકી મૂકવાની ઇચ્છા પેદા કરી દીધી છે. અમારા આ દેશમાં એમની ઝાઝ હિમાકત બાકી નહીં રહે! દિલ્હી પર કબજો મેળવ્યા પછી,

પત્રના સંપાદક મિરઝા બેદારબખ્તના શરીર પર સુવરની ચરબી મસળીને એમને ફાંસી દઇ દેવામાં આવી. જે લોકોના ઘરમાં આ પત્રનો એકાદ અંક મળી આવતો તેમને પણ ફાંસી પર ચડાવી દેવામાં આવતા. સર હેનરી કોટન, જી. બી. માલેસન વગેરેએ પોતાનાં પુસ્તકોમાં આ આ બધાંનું સવિસ્તર વર્ણન કર્યું છે.

એક વાત તો બિલકુલ સ્પષ્ટ છે કે સન ૧૮૫૭ ના પ્રયોગની મકસદ ફૂઅતી મોગલ બાદશાહતને માત્ર બચાવવાની નહોતી; કે મરાઠા હકૂમતને આખા મુલકમાં સ્થિર કરવાની પણ નહોતી. એની મકસદ માત્ર એક જ હતી, અંગ્રેજોને આ દેશમાંથી ટાળી દઇ, દેશને આઝાદ કરવાની.



# ૬

# મશાલના ભડકા

બ્રિટિશ સામ્રાજ્યમાં કદી અસ્ત ન થનારો સૂર્ય ૧૪ મી ફેબ્રુઆરી ૧૯૪૨ ને દિને આખર આથમ્યો. જાપાની સામ્રાજ્યનો સૂર્યમુખી ઝંડો મલાયાની રાજધાની પર એકાએક ફરફરવા લાગ્યો. બ્રિટિશ સિંગાપોરનું પતન થયું. એને "શોનાન" એટલે 'દક્ષિણનો પ્રકાશ' એવું નવું નામ અપાયું. સિંગાપોરનું આ પતન અવશ્યંભાવી ઘટનાઓની શૃંખલાની એક અનિવાર્ય કડી હતી. ૧૯૪૭ ની ૭ મી ડિસેમ્બરે જાપાને પર્લ હાર્બર પર આક્રમણ કર્યું. ૮ મી ડિસેમ્બરે ઇંગ્લાંડ, એના ઉપનિવેશો, અધીન દેશો, સંયુક્તરાષ્ટ્ર અમેરિકા અને ચીને એની સામે યુદ્ધની ઘોષણા કરી. સિંગાપોરમાં, પહેલા જ હવાઇ હુમલા દરમિયાન ૨૦ મી ડિસેમ્બરે, બે જંગી જહાજો 'પ્રિન્સ ઓફ વેલ્સ' અને 'રિપલ્સ'ને કાગળની હોડી માફક સમુદ્રના ઊંડા પેટાળમાં ડુબાડી દેવાના સમાચાર સાંભળી દુનિયા દિંગ થઇ ગઇ. ૧૩ મી ડિસેમ્બરે ગુઆમ, ૨૦ મી એ પેનાંગ, ૨૨ મી એ વેક, ૨૫ મી એ હોંગકોંગ, ૨૯ મી એ ઇપોહ અને બીજી જાનેવારીએ મનીલાનું પતન થયું. આ

બનાવે એવી શીઘ્રતાથી અને એવા ક્રમથી બનતા ગયા કે માત્ર બ્રિટિશ સામ્રાજ્યનું નહીં પણ બધાં જ પશ્ચિમી રાષ્ટ્રોનું નામોનિશાન નાબૂદ થવા વિશે કોઈને કશો સંદેહ રહ્યો નહીં. ચારે પાસ ઘુરઘુરાટ કરતો ગિરિગુફાઓનો વનરાજ, લપાતો છુપાતો નાસતો રહ્યો. થાઇલેંડથી જાપાની સેનાઓએ એક તરફ મલાયામાં ને બીજી તરફ બ્રહ્મદેશ બાજુ આગેકૂચ શરૂ કરી. નેરણુષ, તિનાય અને મોલવીનને હાથ કરીને એ દળો આગે બઢતાં જ રહ્યાં ને મલાયામાં પણ એને રોકનાર કોણ હતું ? જાપાની સેનાઓ તીડની માફક ચારે કોર ફેલાતી જતી હતી. સિંગાપોર અભેદ્ય, અજેય અને શત્રુદળોની સામે બાથ ભીડી શકે એમ છે એવો દાવો હમેશ કરવામાં આવતો હતો. એની દરિયાઇ કિલ્લેબંધી પર ૫૦ કરોડ રૂપિયાનો ખરચ કરી, એને પૂર્વનો અજેય કિલ્લો બનાવ્યો હતો. મેગિનોટ લાઇનની કિલ્લેબંધીની પાછળ જેમ ફ્રાંસ પોતાને હંમેશ સુરક્ષિત માનતું, એમ જ અથવા એથીયે વિશેષ સુરક્ષિત સિંગાપોરને માનવામાં આવતું હતું. જેમ જર્મની મેગિનોટને સ્પર્શ કર્યા વિના જ ફ્રાંસમાં ઘુસી આવ્યું તેની જ રીતે જાપાને પણ એ દુર્ગશકિત પ્રત્યે આંખ પણ ન માંડી. બાટુ, પહાત, કલુઆંગ અને મરસિંગ તરફ એ આગે બઢતું જ ગયું, ને છેવટ સિંગાપોર પર છાપો માર્યો. એ અભેદ્ય દુર્ગ જાપાની સેનાઓની સામે માટીના કિલ્લા જેટલું પણ આત્મરક્ષણ ન કરી શક્યો, ને બચ્ચાના રમકડાની માફક જાપાને એને છીનવી લીધો. પ્રશાંત મહાસાગરમાંથી બ્રિટિશ દરિયાઇ સેના તો ક્યારની ઊખડી ગઇ હતી. ઓસ્ટ્રેલિયાને પોતાની જાતની પડી હતી. જોહોરમાં ઓસ્ટ્રેલિયન સેનાપતિ જનરલ બેનેટના નેતૃત્વ હેઠળ રચાયેલી મોરચાબંધી પહેલા જ ધક્કામાં તૂટી પડી. સિંગાપોરને પીવાનું પાણી આ સ્થળેથી મળતુ હતું. એ તૂટવાથી સિંગાપોરે મોંમાં તરણું પકડી શરણુ સ્વીકાર્યા સિવાય છૂટકો નહોતો. થાઇલેંડ તરફથી સિંગાપોર પર હુમલા થવાની સંભાવના સ્વપ્ને પણ નહોતી. જાપાની સેનાઓએ ત્યાંથી જ પ્રવેશ કર્યો. જાપાન તરફથી

કોઇ પણ પ્રકારના ભય અથવા સંકટની ઇંગ્લેંડે આશા નહોતી રાખી. ચીનની વિરુદ્ધ જાપાનને ખુશ રાખવાનો પૂરો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, અને એ જ ઉદ્દેશથી યુદ્ધના દિવસોમાં બર્મારોડને બંધ કરી દેવામાં આવ્યો હતો. પણ આ બધી મૃગતૃષ્ણા સિદ્ધ થઇ. સિંગાપોરમાં મોટી સેનાઓની જમાવટ કરવા છતાં, મલાયા અને હોંગકોંગમાં યુદ્ધની કશી તૈયારીઓ કરવામાં નહોતી આવી. પરિણામ જે આવવું જોઇએ તે જ આવ્યું. મલાયા દુનિયાનો મોટો ઉપજાઉ દેશ છે; ત્યાં દુનિયાનું ૩૮ ટકા પતરું છે ને ૪૩ ટકા રબર ઉત્પન્ન થાય છે. જાપાને કશુંય પણ નુકસાન વેઠયા વગર આ મલાયાને સર કરી લીધું. ૫૦ લાખની વસ્તીના આ પ્રદેશમાંથી ૧૫ હજાર અંગ્રેજ, ૧૩ હજાર ઓસ્ટ્રેલિયન, ને ૩૨ હજાર હિંદી સિપાહીઓ પણ જાપાનના હાથમાં કેદ પકડાયા. નાગરિક જનતા, જે ભાગી ન શકી એ જાપાનીઓની કૃપા પર નિર્ભર થઇ પડી. પૂર્વ એશિયાનો આ સમગ્ર પ્રદેશ અને જાપાન પણ બૃહત્તર હિન્દુસ્તાનનાં જ અંગ પ્રત્યંગ છે. રાજનૈતિક દૃષ્ટિએ જુદું હોવા છતાં, આ પ્રદેશમાં હિન્દુસ્તાનીઓ સારી સંખ્યામાં વસે છે. એકલા મલાયામાં એમની સંખ્યા એ વખતે પણ સાત લાખની હતી! ૭મી માર્ચે રંગૂન, ૯મીએ પેગુ, ૨૩ મીએ આંદામાન, ૨૯ મી એપ્રિલ સુધીમાં લાશિયો અને બર્મારોડ અને ૧ લી મેએ માંડલેનું પણ પતન થઇને, મલાયાના હિંદીઓની સામે જે સમસ્યા ઊભી થઇ હતી તેવી જ હિંદીઓ તથા યુદ્ધકેદી સૈનિકો સામે ઊભી થઇ.

મલાયાના હિંદીઓએ આ પ્રદેશમાં રહેવાવાળા સર્વે હિંદુસ્તાનીઓને વીરતાથી માર્ગ બતાવ્યો. નિરાશામાંથી આશા, અને અંધકારમાંથી પ્રકાશ તરફ આગળ વધવાનો સંકેત કરી, એમણે એમને મૃત્યુમાંથી જીવન તરફ કૂચ કરવાની પ્રેરણા આપી અને ગુલામીમાંથી આઝાદ થવાનો પંથ દાખવ્યો. એવી હાલતમાં એમને છોડી આવનારા, આજે, એમાંથી નીકળવા માટે કરેલા પ્રયત્નોને 'દ્રોહ' તરીકે ઓળખાવી, એમના પર કોર્ટમાર્શલ કરે, એનાથી વધારે માનવતાની

વિડમ્બના બીજી કઇ હોઇ શકે ? અપમાન, તિરસ્કાર, ઘૃણા, ઉપેક્ષા, જાતિગત દ્વેષ અને પક્ષપાત જેની નસોમાં વહે છે, એ સામ્રાજ્યવાદીઓ આવી વિડંબનાનું નાટક નિસંદેહ રચી શકે છે. આ પ્રદેશના હિંદીઓ, કોણ જાણે કેટલાયે સમયથી ગોરાઓના હાથે થતો પક્ષપાત અને અન્યાય સહન કરતા આવ્યા છે! એમનાં હૃદય એનાથી આળાં બની ગયા હતાં. ડગલે ડગલે એમને અપમાન ને અન્યાયની ઠોકરો ખાવી પડતી હતી. એની પ્રતિક્રિયા રૂપે, એમનામાં સ્વાભિમાનનો અંકુર પણ ફૂટી નીકળ્યો હતો. માથું ઊંચું કરી, આકાશ તરફ ઊંચે ઊંચે વધનાર વૃક્ષની માફક એમને પણ હવે મુક્ત વાતાવરણમા ખીલવાનો અવસર સાંપડયો.

પૂર્વ એશિયા અને દક્ષિણ આફ્રિકાનાં ગાઢ પહાડી જંગલોને સાફસૂફ કરી, સમૃદ્ધિશાળી બનાવવાનું શ્રેય હિન્દુસ્તાનીઓને ફાળે જાય છે. આજે પણ બ્રહ્મદેશની સરકારે હિંદી સરકાર પાસે ખેતીવાડી માટે બે હજાર મહેતર અને પચીસ હજાર મજૂરોની માગણી કરી છે. અંગ્રેજ જમીનદારો અને શાસકોએ હિન્દીઓની સાથે હમેશ મહેતર અને મજૂર જેવો જ વહેવાર રાખ્યો છે. મહાયુદ્ધના મોરચાઓ પર, એમનાથી કેટલુંયે અધિક લોહી વહાવતાં છતાં આવા દુર્વ્યવહારમાં કાંઇ ફરક ન પડયો દક્ષિણ આફ્રિકામાં ગોરાઓ જ્યાં વસે છે ત્યાં મોટામાં મોટો હિન્દી પણ મકાન રાખી રહી શકતો નથી, અને મલાયામાં હિન્દી મજૂરને મોંઘવારી ભથ્થું માગવાનો પણ અધિકાર નથી. દક્ષિણ આફ્રિકામાં જો એના પર મુકદ્દમો ચલાવવાનો હોય તો મલાયામાં એના પર ગોળીઓ છોડવામાં આવે છે. અંગ્રેજી વર્તમાનપત્રો દિલ ચાહે તે છાપી શકે; હિન્દી પત્રોનું ગળું, યુદ્ધને નામે, સેંસરશિપને બહાને રૂંધી નાંખવામાં આવ્યું. મોટામાં મોટો હિંદી, ઊંચામાં ઊંચો અફસર હોવા છતાં, સિંગાપોરના સ્નાનગૃહમાં જઇ નથી શકતો અને ભારે આંદોલન જગાડયા પછી અંદર જવાની રજા મેળવે તો પણ તળાવના પાણીમાં એને પગ મૂકવાનો અધિકાર નથી. એ અછૂત છે,

અસ્પૃશ્ય છે; એ તળાવના પાણી પર એની પાપી છાયા પણ ન પડવી જોઇએ. અંગ્રેજોની હકૂમત આવતાં એવું અપમાન તો દૂર કરાયું, પરંતુ એના જખમ તો એવા ને એવા જ દૂઝતા રહ્યા. એને માટેનો અવસર હવે હાથ લાગી ગયો હતો. યુદ્ધકેદી બનાવાયેલા સૈનિકોના હૃદય પણ પક્ષતાપૂર્ણ દુર્વ્યવહારથી ઘાયલ થઇ ચૂક્યાં હતાં. યુદ્ધ મોરચાઓ પર અધિક વીરતા દર્શાવતાં, જાનની બાજી ખેલતાં છતાં એમનું વેતન, ભથ્થું, ખાણીપીણી, કપડાંલત્તાં વગેરે તદ્દન ઊતરતા દરજ્જાનાં હતાં. આ અન્યાય અને દુષ્ટ વહેવારથી જન્મનારી પ્રતિક્રિયાએ હવે મૂર્ત સ્વરૂપ ધારણ કર્યું.

આ દિશામાં થોડો વિચાર થવો શરૂ ગઇ ગયો હતો, ત્યાં ૧૭ મી ફેબ્રુઆરીએ મેજર ફૂજીવારાએ જાપાનના સદર લશ્કરી મથક પર સુપ્રતિષ્ઠિત હિન્દીઓને આમંત્ર્યા. દયાના અવતાર બની, ગળી મધ જેવી મીઠી વાતોથી એણે એમને પાણી કરવાનો પ્રયત્ન કર્યો. એણે કહ્યું કે અંગ્રેજી તાકાત હવે નષ્ટ થઇ ચૂકી છે. આ જ ખરો સમય છે કે તમારા દેશની આઝાદી માટે તમારે યત્ન કરવો જોઇએ. જાપાન દરેક પ્રકારની સહાય આપવા તૈયાર છે. સ્વેચ્છાએ તમે ઇંગ્લૅંડની પરાધીનતા સ્વીકારી નથી એ કારણે જાપાન તમને પોતાના દુશ્મન નથી ગણતું, ને તેથી જાપાની સેના તમારી સાથે દુશ્મનો જેવો વહેવાર નહીં રાખે. ઊલટું, તમને મિત્ર તરીકે લેખશે. આજે જ સુવર્ણ અવસર છે, કે જ્યારે આઝાદ હિન્દ સંઘની સ્થાપના કરી, હિન્દીઓએ સ્વદેશની આઝાદી માટે યત્ન કરવો જોઇએ.

જાપાનીઓની આ સદ્ભાવના પર તુરત ભરોસો થાય એમ નહોતું. એમને તો કાળા નાગ માની, ડગલે ડગલે ચેતતા રહીને આગળ વધવામાં જ કલ્યાણ હતું. એ માટે એમની વાત પર વિચાર કરવાને સમય માગવામાં આવ્યો. ૨૧ મી ફેબ્રુઆરીએ ઉત્તર મોકલવામાં આવ્યો કે મલાયાના બધા હિન્દી નેતાઓ પરસ્પર મળી શકે એવી તક અપાવી જોઇએ. મલાયાના સેન્ટ્રલ ઇંડિયન એસોશિયનના પ્રધાન

શ્રી. એન. રાઘવજીને બેંગકોકથી શોનાન બોલાવવાની માગણી થઇ. ૯-૧૦ માર્ચે શોનાનમાં હિંદીઓનું એક બૃહત્-સંમેલન ભરાયું. મલાયાના ખૂણેખૂણેમાંથી પ્રતિનિધિઓ આવ્યા. થાઇલેંડમાંથી પણ કેટલાક આવ્યા. આ વખતે જૂના ક્રાંતિકારી અને વિપ્લવવાદી શ્રી. રાસબિહારી બોઝ કેમ કરીને ચૂપ રહી શકે? ૧૯૧૮ના મહાયુદ્ધના દિવસોની નિષ્ફળતાના ભારી પથ્થરના અસહ્ય ભારને જેમ તેમ છાતી પર રાખતાં, આશાના જે દિવસની એ પ્રતીક્ષા કરતા હતા, એનું પ્રભાત પૂર્વમાં ઊગતું જોઇને એમનું હૃદય આનંદથી ભરાઇ ગયું. ક્રાંતિકારી જીવનની ચિરસાધનાના સ્વપ્નને મૂર્તરૂપ આપવાનો અવસર એમને સાંપડી ચૂકયો. જે કામ ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં ન થઈ શકયું, એને માટે ૧૯૪૨ના ફેબ્રુઆરીમાં અનુકૂળતા મળી ગઇ. મૃગતૃષ્ણાની પાછળ નિરંતર દોડતા તરસ્યા હરણને પાણીનાં દર્શન થયાં! એમણે તુરત ટોકિયોમાં એક સંમેલનનું આયોજન કર્યું: મલાયા અને થાઇલેંડથી પણ પ્રતિનિધિઓ બોલાવવામાં આવ્યા. ત્યાંના કરતાં અહીંના લોકોની સ્થિતિ કંઇક જુદી હતી. દૂધના દાઝયા એ છાશ પણ ફૂંકીને પીવા માગતા હતા. જાપાનીઓની સદ્ભાવનાની પરીક્ષા માટે એમનો પહેલો આગ્રહ એવો હતો, કે દરેક હિન્દીને કેદી અવસ્થામાંથી બિલકુલ મુક્ત કરવામાં આવે. એ લોકો જાપાનીઓના હાથમા રમકડાં માફક નહોતા રહેવા ઇચ્છતા. પોતાના દેશની સ્વતંત્રતા માટે બધું કરી છૂટવા એ તૈયાર હતા, પરંતુ જાપાનીઓ માટે એમના હૃદયમાં ભારે શંકા હતી. છતાં પણ એઓ ટોકિયો ગયા. ચીન, થાઇલેંડ, જાપાન અને મલાયા વગેરેના પ્રતિનિધિઓનું એ સંમેલન શ્રી. રાસબિહારી બોઝના અધ્યક્ષપદે ૨૮ થી ૩૦ માર્ચ સુધી ભરાયું. થાઇલેંડથી આવનારા સુપ્રસિદ્ધ નેતા સ્વામી સત્યાનન્દ પુરી, હવાઇ અકસ્માતના ભોગ બની સ્વર્ગવાસી થઇ ગયા. આ સંમેલનમાં 'આઝાદ હિન્દ સંઘ'ની સ્થાપનાને વ્યાપક કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. એના ઉદ્દેશ તરીકે પૂર્ણ સ્વતંત્રતાની પ્રાપ્તિ નિશ્ચિત થઇ

અને જાહેર કરવામાં આવ્યું કે એના પર વિદેશીઓનો બિલકુલ અધિકાર, પ્રભાવ કે નિયંત્રણ નહીં રહે. આઝાદ હિન્દ ફોજની સ્થાપના કરવાનું અને જુનમાં બેંગકોકમાં એક બીજું સંમેલન બોલાવવાનું પણ નક્કી થયું.

મલાયાના પ્રતિનિધિઓનુ એક સમેલન શીનાનમાં, ૨૨, ૨૩, અને ૨૫ મી એપ્રિલે ભરાયું. એમાં સ્વાસ્થ્ય, સમાજસેવા, તબીબી મદદ, રાજનૈતિક સંગઠન વગેરે માટે કેટલીક સમિતિઓ નીમાઈ. આઝાદ હિન્દ સંઘની પ્રવૃત્તિઓને સુસંગઠિત કરી, હિન્દીઓનાં ખોળિયામાં ચેતના ફૂંકવાનું આ સમિતિઓનું મુખ્ય કર્તવ્ય હતું.

પૂર્વમાં આ પ્રવૃત્તિઓ ચાલી રહી હતી ત્યારે બીજી બાજુ પશ્ચિમમાં બર્લિનના રેડિયો પરથી દેશભક્ત શ્રી. સુભાષચન્દ્ર બોઝ સિંહની માફક ગર્જના કરતા, હિન્દવાસીઓને આઝાદીને માટે પડકારી રહ્યા હતા. એનું આવાહન કરતાં સુભાષ કહેતા કે, પૂર્વમાં બ્રિટિશ સામ્રાજ્યનો સૂર્ય અસ્ત પામી, હિન્દી સ્વતંત્રતાની પૂનમનો ચાંદ પ્રગટી રહ્યો છે. ૧૮૫૭માં હિન્દની સ્વતંત્રતા માટે પહેલું યુદ્ધ થયું હતું. હવે ૧૯૪૨ માં છેવટનું યુદ્ધ લડવાનું છે. તમારી કમર કસી લો. હિન્દની રાષ્ટ્રીય મુક્તિનો સમય તમારી આંખ સામે છે.' સુભાષબાબુના આ પડકારની, પૂર્વ એશિયાના હિંદીઓ પર જાદુ જેવી અસર થઈ. એનાથી એમને વિશેષ બળ, પ્રેરણા ને સ્ફૂર્તિ મળી આઝાદ હિંદ સંઘ અને આઝાદ હિન્દ સેનાના સંગઠનનું કાર્ય ભારે વેગથી ચાલવા લાગ્યું. બેંગકોકમાં ૧૫ થી ૨૩મી જુન સુધી, પૂર્વ એશિયાના હિંદીઓનું એક મહત્વપૂર્ણ કેન્દ્રીય સમેલન થયું. જાવા, સુમાત્રા, થાઇલેંડ, ફિલિપાઇન, બોર્નિયો, કેટન, ઈંડોચાઇના, માચુકુઓ, શંઘાઇ, હોંગકોંગ, બર્મા, મનાયા સિંગાપોર અને જાપાન વગેરે સર્વ દેશોમાંથી લગભગ એક સો પ્રતિનિધિઓ એકઠા થયા. યુદ્ધકેદી સૈનિકોના પ્રતિનિધિઓએ પણ આમાં ભાગ લીધો. આઝાદ હિન્દ સંઘનું વ્યાપકરૂપમાં સંગઠન થયું. એના ઉદ્દેશ, ને નિયમો પણ રચાયા. સાઠ સિત્તેરની લગભગ

ઠરાવો પસાર થયા. મુખ્ય પ્રસ્તાવ આમજનતા સાથે સંબંધ સ્થાપવાનો હતો. એમાં સંગઠન બાદ, શાન્તિ અને વ્યવસ્થા જારી રાખી, જીવન અને સંપત્તિનાં સુરક્ષણુ માટે સમર્થ બનવાનો, ને સામાન્ય લોકહિતનાં કાર્યોમાં ભાગ લેવાનો અનુરોધ કરવામાં આવ્યો હતો. આઝાદ હિન્દ સંઘને સુદૃઢ બનાવી, ઠેકાણે ઠેકાણે એની શાખાઓની સ્થાપના કરવામાં આવે એ વાત પર ભાર મુકાયો. પોતાની પૂંજીપેદાશ છોડીને જીવ બચાવવા માટે જે અહીંતહીં નાસી છૂટેલા અથવા હિન્દુસ્તાન ભાગી ગયેલા, એવા બ્રહ્મદેશ અને મલાયાના હિન્દીઓની સંપત્તિ બાબતમાં પણુ એક પ્રસ્તાવ સ્વીકારવામાં આવ્યો હતો. આવા લોકો માટે એક 'એબ્સન્ટિઝ ઇંડિયન પ્રૉપર્ટીઝ એસોસિયેશન' નામની સંસ્થા સ્થાપવામાં આવી હતી. એકતા, વિશ્વાસ અને બલિદાન, એની સાધનાના મૂળ ગુણુ તરીકે સ્વીકારાયા. આ સૌનો સાર એ જ હતો કે બધાય હિન્દીઓની એક સંસ્થા ને એક સંગઠન બનાવવામાં આવે, હિન્દુસ્તાનની આઝાદીમાં દૃઢ આસ્થા અને પાકો વિશ્વાસ પેદા થાય, અને આઝાદી પ્રાપ્ત કરવા માટે પ્રાણુ ન્યોછાવર કરી દેવા જેટલી બલિદાનની તૈયારી કરવામાં આવે. ભારત એક ને અખંડ છે એવી પણુ ઘોષણા કરવામાં આવી. સાંપ્રદાયિક, ધાર્મિક કે જાતિગત આધાર પર કોઇપણુ કાર્ય ન કરવાનો નિશ્ચય કરી, રાષ્ટ્રીયતાને જ સર્વ પ્રવૃત્તિઓના આધારરૂપ માનવામાં આવી. કાર્યક્રમ તથા એની રૂપરેખા, હિન્દી રાષ્ટ્રીય મહાસભાના આદેશોને અનુરૂપ રાખવાનો નિશ્ચય કરાયો. હિન્દની ભાવિ રચના કરવાનું કામ સ્વતંત્રતાથી ચૂંટવામાં આવેલા દેશના પ્રતિનિધિઓ જ કરે એ પણુ સ્પષ્ટ કરવામાં આવ્યું. 'સંઘ'ની અંદર નીમાયેલી યુદ્ધ સમિતિને અધીન રાખીને જ આઝાદ હિન્દ ફોજને સંગઠિત કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. એ પણુ ચોકકસ ઠરાવવામાં આવ્યું કે આ લશ્કરની સ્થિતિ જાપાની લશ્કરની માફક સ્વતંત્ર હિન્દની રાષ્ટ્રીય સેના જેવી જ રહેશે. એનો ઉપયોગ માત્ર હિન્દમાં વિદેશીઓની વિરુદ્ધ સ્વદેશની આઝાદી પ્રાપ્ત કરવા માટે જ થઇ શકશે. બીજા કોઇ

પણ કાર્ય માટે એનો ઉપયોગ નહીં કરાય. યુદ્ધ સમિતિમાં માત્ર સભ્યો રહેશે. એક પ્રધાન શ્રી. રાસબિહારી બોઝ, બે આઝાદ હિંદ ફોજના પ્રતિનિધિ કેપ્ટન મોહનસિંહ તથા કર્નલ ગિલ અને બે નાગરિક જનતાના પ્રતિનિધિ શ્રી. એન. રાઘવજી તથા શ્રી. કે. પી. કે. મેનન. જ્યારે હિન્દમા ક્રાંતિ અથવા વિપ્લવ અને હિન્દી સેનાઓમાં વિદ્રોહ પેદા થાય ત્યારે જ યુદ્ધસમિતિ કોઇપણ સૈનિક કાર્યવાહી બેસાડી શકે, એવો પણ છેવટનો નિર્ણય કરવામાં આવ્યો એક જ સમયે, એકી સાથે બેઉ બાજુ વિદ્રોહ કે વિપ્લવ થવો જરૂરી હતો. હિન્દી રાષ્ટ્રીય મહાસભાના ત્રિરંગી ઝંડાનો એમણે પોતાના ઝંડા તરીકે સ્વીકાર કર્યો. જાપાનને જણાવવામાં આવ્યું કે, એણે હિન્દની સ્વતંત્રતા પ્રત્યેનો પોતાનો દૃષ્ટિકોણ સ્પષ્ટ કરવો જોઇએ. જેના પર કોઇ પણ વિદેશી સત્તાના સૈનિક, આર્થિક કે રાજનૈતિક પ્રભુત્વ, નિયંત્રણ કે હસ્તક્ષેપ ન રહે એવી પૂર્ણ હિંદી આઝાદીનો એણે સ્વીકાર કરવો જોઇએ. કોઇ પણ ભારતવાસીને એ વિદેશી હોવાને સબબે, શત્રુ ન માનવામાં આવે અને એની પૂંજી જપ્ત કરવામાં ન આવે. સુભાષબાબુને પૂર્વ એશિયામાં આવીને આંદોલનનું નેતૃત્વ લેવાની સગવડ કરી આપવાનો અનુરોધ પણ જાપાનને કરવામા આવ્યો.

આ સંમેલનને પરિણામે ચારે તરફ એક નવી લહેર ફેલાઇ ગઇ. નવું જીવન, નવો ઉત્સાહ, નવી સ્ફૂર્તિ, ને નવું ચેતન—ચારે પાસ આનંદ ઉલ્લાસનો સમુદ્ર ઊમટી પડ્યો. તો પણ કેટલાક હિન્દી સૈનિકોના મનમાં સંકોચ રહેતો હતો કે રાજભક્તિના સોગંદ લીધા પછી, એઓ આઝાદ હિન્દ ફોજમાં કેવી રીતે ભરતી થઇ શકે ! એમને સમજાવવામાં આવ્યું કે એમની વફાદારીના સોગંદ એમના દેશ માટે છે. ભારતમાતાને આઝાદ કરવાના માર્ગમાં એના એ સોગંદથી કોઇ પણ પ્રકારની રુકાવટ પેદા નથી થઇ શકતી. એમના સંદેહ ને સંકોચ દૂર થયા. એમનાં હૃદય આનંદથી ઉછળવા લાગ્યાં. આઝાદીની મહત્ત્વાકાંક્ષાની ધૂનમાં મસ્ત હિંદીઓ બધું ભૂલી ગયા. દોઢસો વર્ષની ભરી ગુલામીની આણીયે અસર લુપ્ત થઇ ગઇ.

દરેકના દિલમાં ને ચિત્તમાં દેશની આઝાદીની એક જ રાગણીના સ્વર લહેરવા લાગ્યા. સાપની કાંચળીની માફક ભય, કાયરતા, અને કમજોરીને એમણે ઉતારીને ફેંકી દીધાં. હૃદયમાં ઉદ્દીપ્ત થયેલી આઝાદીની ચિનગારીનો પ્રકાશ એમના ચહેરા પર ફેલાઇ રહ્યો. તનમનધન સર્વસ્વ ન્યોછાવર કરવાનો દૃઢ સંકલ્પ કરીને, હિંદીઓ બળતી મશાલોની માફક, માથું ઊંચું કરીને, ઊઠીને ઊભા થયા. ચારે કોર નવીન જાગૃતિ અને નવા ચૈતન્યની મશાલો સળગી ઊઠી.

આ જ દિવસો દરમિયાન મુંબઇમાં મહાસભાની મહાસમિતિનું મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક અધિવેશન તારીખ ૮ મી ઓગસ્ટ ૧૯૪૨ ને દિને ભરાયું. "અંગ્રેજો! તમે ટળો, હિન્દ છોડો'ના મહાત્માજીના જે સૂત્રે દેશભરમાં નવી લહેર પેદા કરી દીધેલી, એના પર મહાસભાએ પણ પોતાની મહોરછાપ મારી આપી. ને બીજે જ દિવસે જાલીમ દમનનો કોરડો વીંઝાયો. 'કરો યા મરો'ના ગાંધીજીના આદેશનો મૂળમંત્ર જપતું, સમગ્ર હિન્દીરાષ્ટ્ર, ક્રાંતિની દિવ્ય પતાકા લઇને ઊઠીને ઊભું થયું. આ સમાચારો મળતાં જ મલાયાના હિન્દીઓની નસોમાં પેદા થયેલું નવું લોહી વળી ઔર વેગથી વહેવા લાગ્યું. બેઉ પ્રયત્નોમાં બાહ્ય દ્રષ્ટિએ અને સંગઠનની આંતરિક દ્રષ્ટિએ કોઇ મેળ ન હોવા છતાં પણ આંતરિક ભાવના તો બેઉની એક જ હતી, ને એક જ હતું એમનું ધ્યેય કે—'અંગ્રેજોને હિન્દની બહાર કાઢી મૂકી, પોતાના દેશને બાહ્ય હસ્તક્ષેપ, નિયંત્રણ અને પ્રભાવથી સર્વથા મુક્ત કરી મુકમ્મિલ આઝાદી અપાવવી.' બેંગકોકમાં સૈનિક કાર્યવાહી માટે જે આંતરિક વિપ્લવની શરત મૂકવામાં આવી હતી, તે હવે પૂરી થઇ એમ સમજાઇ ચૂક્યું. મલાયાનું કાર્ય બમણા વેગથી ચાલવા લાગ્યું 'આઝાદ હિન્દ સંઘ'ના સભ્યોની સંખ્યા સવા લાખ અને શાખા સભાઓની સંખ્યા ચાલીસ સુધી પહોંચી ગઇ. ૫૬૦૦૦ યુદ્ધ કેદી સૈનિકોમાંથી ૫૦૦૦૦ આઝાદ હિન્દ ફોજમાં ભરતી થઇ ગયા. દિન પર દિન શક્તિ વધવા લાગી, ને સંગઠન દૃઢ થતું રહ્યું.

પણ આ બધું જોઇને જાપાનીઓને આંચકો લાગવા માંડયો. એમણે આ પ્રવૃત્તિઓ તરફ સંદેહ ને આશંકાની દૃષ્ટિથી જોવા માંડ્યું. 'ઇવાકૂરો કીકાન'ના હાકેમો તરફથી અડચણો થવા માંડી. જાપાની સરકાર આ બધાંથી પોતાના દાવ ખેલવા માગતી હતી. પણ યુદ્ધસમિતિએ એના હાથની કઠપૂતળી બનવાનો ઇન્કાર કરી દીધો. જે સ્વાભિમાન અને દેશભિમાનની ભાવનાથી પ્રેરાઇ, હિંદીઓ આ કાર્યમાં પ્રવૃત્ત થયા હતા, એને આંચ આવે એ સહન કરવા એ તૈયાર નહોતા. જાપાની પણ થાક્યા નહીં. પેનાંગના 'સ્વરાજ્ય ઇન્સ્ટિટયુટ'માં ચારે તરફથી આવીને યુવાનો, રાષ્ટ્રીય સેનાનાં જુદાં જુદાં કાર્યો માટે શિક્ષણ લેતા હતા. એક દિવસ કેટલાક જાપાની લશ્કરી અફસરો કીકાન અફસરોની સાથે આવ્યા ને થોડાક હોશિયાર યુવાનોને પોતાની સાથે લઇ ગયા. એમને લશ્કરી ભેદ પામવા માટે હિન્દુસ્તાન મોકલવામાં આવ્યા. આ બનાવ સામે શ્રી. રાસબિહારી બોઝ અને યુદ્ધસમિતિના સભાસદોએ ઊહાપોહ કર્યો ને ઇન્સ્ટિટયુટને બંધ કરવાનો એમણે નિર્ણય કર્યો. શ્રી. રાસબિહારી બોઝને કહેવામાં આવ્યું કે એમણે જાપાનીઓને ગુસ્સે ન કરવા જોઇએ. એમણે જવાબમાં જણાવી દીધું કે, 'બહુ બહુ તો એ અમારો જાન લેશે. પણ અમે જાપાનીઓ માટે ગુપ્તચરો તો કદી પેદા નહીં કરી શકીએ. પોતાની ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ હિન્દીનો જાપાની સેનાના કામ માટે ઉપયોગ નહીં કરવા દેવામાં આવે.'

બેંગકોક સંમેલનના નિશ્ચયો પર જાપાન સરકારની સ્પષ્ટ સંમતિ માગવામાં આવી. એની સંમતિ ન મળવાથી, વિરોધ તરીકે પેનાંગનું સ્વરાજ્ય ઇન્સ્ટિટયુટ બંધ કરવામાં આવ્યું. શ્રી. રાસબિહારીને એમના જ મકાનમાં પેનાંગમાં એક રીતે નજરકેદી તરીકે રાખવામાં આવ્યા. કોઇને પણ એમની મુલાકાતે જવા દેવામાં આવતા નહોતા. એમની હત્યા કરવાની ધમકીઓ પણ અપાઇ. એક બીજી વિકટ સમસ્યા પણ ઊભી થઇ. જાપાનીઓએ આઝાદ હિંદ ફોજના સૈનિકોને બ્રહ્મદેશના

મોરચા પર લઇ જવાનો વિચાર કર્યો. એક જંગી જહાજ એમને લેવા માટે આવી પણ ચૂકયું. પરંતુ, યુદ્ધસમિતિએ દિનરાત મેંઠકો ભરીને પોતાના સૈનિકોને મોકલવાનો ઇન્કાર કરી દીધો અને જહાજ પાછું ફરી ગયું. કર્નલ ગિલને બ્રિટિશ જાસૂસ ગણીને ૬ ઠ્ઠી ડિસેમ્બરે જાપાનીઓએ ગિરફતાર કરી લીધા. આનાથી વળી બીજી એક સમસ્યા ઊભી થઈ. આનો તીવ્ર વિરોધ કરવામાં આવ્યો અને યુદ્ધસમિતિના બધા સભ્યોએ રાજીનામું આપી દીધું. રાસબિહારી બોઝે, આઝાદ સંઘની શાખાઓને પોતાનું કાર્ય ચાલુ રાખવાની સલાહ આપતાં, ટોકિયોથી સીધી વાત કરવાનો અને પ્રધાનમંત્રી ટોજોને મળવાને ત્યાં જવાનો યત્ન કર્યો. ફીકાન અફસરોનાં તોફાનો બંધ થયાં. એમણે યુવક આંદોલન શરૂ કરીને કેટલાક નવજુવાનોને બહેકાવી મૂકયા અને એ યુવકોએ યુદ્ધસમિતિના સભ્યો પર ધૂળ ઉડાડવાનું પણ શરૂ કરી દીધું. છેવટે જાપાનીઓએ સખતાઇથી કામ લેવું શરૂ કર્યું. દેશભકત સુભાષબાબુને મલાયા લાવવા માટે એ તૈયાર થઇ ગયા અને એમના આગમન સુધી, રોકટોક વિના કામ ચાલવા દેવાનું વચન આપ્યું. આંદામાન અને નિકોબારની આઝાદ હિન્દ સરકાર તરફથી નીમાયેલા ચીફ-કમિશનર અને પછી રંગૂનની આઝાદ ફોજના નીમાયેલા સરસેનાપતિ શ્રી. લોકનાથને કોર્ટ માર્શલ અદાલતની સામે બેંગકોક સંમેલન પછી પેદા થયેલી સ્થિતિનું વર્ણન ખૂબ વિસ્તારથી કર્યું છે. એમના કહેવા પ્રમાણે ૧૯૪૨ ના ડિસેમ્બરમાં ઊભું થયેલું સંકટ આઝાદ હિન્દ સંઘ તથા યુદ્ધસમિતિના પ્રધાન શ્રી. રાસબિહારી બોઝ અને કપ્તાન મોહનસિંહનું આપસમાં મન ઊંચાં થવાને કારણે હતું. શ્રી. રાસબિહારી બોઝ જાપાનમાં વર્ષો સુધી રહ્યા હતા. એટલે એમનું વલણ જાપાનીઓ તરફ હતું, અને ફોજના સંચાલન તથા નિયંત્રણમાં એ લોકો કામ કરે એ સામે એમને વાંધો નહોતો, પરંતુ કપ્તાન મોહનસિંહ એમની જોડે કાંઇ કઠોર થઇ ઊંચે હાથે કામ લેવા માગતા હતા. આઝાદ હિંદ ફોજ, આઝાદ હિંદ

સંઘને અધીન હતી, તો પણ કપ્તાન મોહનસિંહે જાપાનીઓ જોડે સખતાઇથી કામ લેવાનું તથા ઘણુંખરું કામ સીધું પોતાની જવાબદારીએ કરવાનું શરૂ કરી દીધું. પોતાના હાથ નીચેના અફસરોને મળવા માટે, એમણે પોતાને બંગલે બોલાવવા શરૂ કર્યા. જાપાનીઓએ બેંગકોક સંમેલનના ઠરાવોને પૂરા નહોતા કર્યા, તેનો એમને ડંખ હતો. એમની માગણી એવી હતી કે આઝાદ હિન્દ ફોજ સાથે મિત્ર ફોજના નાતાથી, બરાબરીનો વહેવાર થવો જોઇએ, અને જે ફોજો પાસેથી જાપાનીઓ કામ લેતા હતા, તે આઝાદ હિન્દ ફોજને અધીન રહેવી જોઇએ. નેતાજીના આવતાં જ, એને આને અધીન કરવામાં આવી. આ પ્રવૃત્તિઓને કારણે કપ્તાન મોહનસિંહને ગિરફતાર કરવામાં આવ્યા અને એમણે પોતાની ગિરફતારીને ટાંકણે આઝાદ હિન્દ ફોજને ભાગી નાખી. જાપાનીઓને કહેવામાં આવ્યું કે એ લોકો ફરીથી એ લશ્કરને યુદ્ધકેદી બનાવી લે, પરંતુ એ પ્રમાણે ન કરવામાં આવ્યું. એમણે તો ચોખ્ખું જાહેર કરી દીધું કે એ લોકોને સ્વતંત્ર કરી દેવામાં આવ્યા છે. કોઇપણ ખાસ કારણ સિવાય ફરીથી એમને ગિરફતાર ન કરી શકાય. અંદર અંદરની ગેરસમજને દૂર કરવા માટે ૧૯૪૩ ના માર્ચમાં એક સદ્‌ભાવના મિશન જાપાન મોકલવામાં આવ્યું. એમાં કપ્તાન મોહનસિંહ અને કર્નલ ગિલન પણ સામેલ હતા. મિશન પાછું ફર્યા પછી, વિદાદરીમાં ફરી એક બૃહતસંમેલન ભરાયું.

૧૮ મી એપ્રિલે પૂર્વ એશિયા હિંદુસ્તાની સંમેલને સુભાષબાબુના આગમનની જાહેરાત કરી. આખાય સંમેલનને લશ્કરી સ્વરૂપ આપવામાં આવ્યું. નાણાં અને માનવીઓની ભારે જોરશોરથી જમાવટ થવા મંડી. કેન્દ્રીય સંગઠન વડે આખા કાર્યનું સંચાલન થવા લાગ્યું. નિયમિત બજેટ વગેરે બનવા લાગ્યા. બધી શાખા ઉપશાખાઓનું નવા પ્રકારે સંગઠન કરીને એમાં નવજીવનનો સંચાર કરવામાં આવ્યો. સુભાષબાબુના આગમના સમાચારથી આખા સંગઠનમાં નવો પ્રાણ રેડાયો. બેવડા તેવડા ઉત્સાહથી આખું કામ આગળ ચાલવા લાગ્યું.



૭

# આઝાદ હિન્દ ઝિન્દાબાદ

મહાન ક્રાંતિકારી નેતા સુભાષબાબુ ૧૯૪૩ ની ૨૦ મી જુને
મુસ્લિમ યુવક શ્રી. હસનની સાથે એક ડુબક કિસ્તીની સહાયથી ટોકિયો
પહોંચી ગયા. ત્યાં એમનું ગૌરવભર્યું સ્વાગત કરવામાં આવ્યું. ખુદ
જનરલ ટોજો આ સ્વાગતવિધિ વેળા હાજર રહ્યા. પૂર્વ એશિયાનાં
જુદાં જુદાં સ્થળોએથી પણ કેટલાક લોક એમનું સ્વાગત કરવાને અને
એમને સમગ્ર સ્થિતિથી વાકેફ કરવાને ટોકિયો આવ્યા હતા. આવતાં
વેંત જ સુભાષ કામમાં ગુંથાઈ ગયા. દેશવાસીઓને ઉદ્દેશીને જણાવતાં
એક પ્રેસ નિવેદનમાં એમણે કહ્યું, 'ગયા યુદ્ધમાં અંગ્રેજ રાજનીતિજ્ઞોએ
આપણને ને આપણા નેતાઓને ઠગ્યા છે. એટલે ૧૯૨૦ માં અમે
એ દૃઢ નિશ્ચય કરી લીધો છે કે ભવિષ્યમાં અમે એમના પર લેશમાત્ર
વિશ્વાસ મૂકીશું નહીં. વર્ષોનાં ઘર્ષણ અને પ્રતીક્ષા પછી સ્વતંત્રતાનું
પ્રભાત હવે ઊગી રહ્યું છે. આવો અવસર આવતાં સો વર્ષોમાં પણ
ફરી હાથ આવવાનો નથી. અમારા બલિદાનથી મેળવેલી સ્વતંત્રતાનું
રક્ષણ અમે કરી લઈશું. તલવારનો મુકાબલો તલવારથી જ કરવો

જોઈએ. કઠોર અગ્નિપરીક્ષા પછી જ આપણે સ્વતંત્રતાના અધિકારી બની શકીશું."

૧૯૪૩ ની ૨ જી જુલાઈએ સુભાષબાબુ શોનાન પહોંચી ગયા. એમનાં દર્શન માટે ઊલટી આવેલી જનતાની ભીડનું તો શું કહેવું ? માનવીઓનો મહેરામણ જાણે છલકાઈ રહ્યો હતો! શ્રદ્ધા, પ્રેમ ને આદરની લહેરો હિલોળે ચડવા લાગી હતી. દેવતાઓને પણ પ્રસન્ન કરી દે એવું હૃદયંગમ દૃશ્ય હતું. કોઈ મોટા સમ્રાટનુંયે એની પ્રજાએ આવું ભારે સન્માન નહીં કર્યું હોય! માત્ર હિંદીઓ નહીં, પણ ચીની, જાપાની ને મલાયાવાસીઓ પણ ઊલટી પડ્યા. નેતાજીને પોતાની વચ્ચે આવેલા જોઈને હિંદીઓની છાતી ફુલાતી માતી નહોતી. એમનાં ગર્વીલાં શિર વધુ ઉન્નત થયાં. એમના સ્વાભિમાનને સીમા ન રહી. અંગ્રેજ સરકારની આંખમાં ધૂળ નાખી, એના સકંજામાંથી છટકી આવનાર નેતા આજે એમની મધ્યમાં આવીને ઊભેલા. વિચારોની આપલે અને મેળાપમુલાકાતમાં બે દિવસ વીતી ગયા. હોંગકોંગ, થાઈલૅંડ, બ્રહ્મદેશ, બોર્નિયો, વગેરે સ્થળેથી આવેલા આઝાદ હિન્દ સંઘના કાર્યકર્તાઓ અને આઝાદ હિંદ ફોજના નેતાઓ સાથે પણ વાતચીત થઈ.

૪ થી જુલાઈએ ખુલ્લું અધિવેશન ભરાયું. એમાં પૂર્વ એશિયાના બધા દેશોના પ્રતિનિધિઓ એકઠા થયા હતા. મહાત્મા ગાંધીજી અને ત્રિરંગી ઝંડા સાથેનું ભારતમાતાનું મોટું ચિત્ર ખૂબ જ સુંદર, આકર્ષક અને ભવ્ય લાગતું હતું. 'નેતાજી'ની જીવંત અને જાગૃત મૂર્તિ પણ ઓછી પ્રભાવશાળી કે આકર્ષક નહોતી લાગતી. વિશાળ ખભા પર સ્વાભિમાનથી ઝળકતો ગોળ ચહેરો, સ્વદેશાભિમાનથી ફૂલતી છાતી, અને આઝાદીની હવાથી મસ્ત એવું ગર્વીલું શિર, એવી એક મૂર્તિ ઉપસ્થિત કરી દેતાં હતાં, જેણે જિંદગીભર ઝૂકવાનું જાણ્યું નહોતું. એમની વાણીમાં કશી વિશેષતા ન હોય તો પણ કોઈ જાદૂ જરૂર હતો. ભાવાવેશમાં એને હાથપગ ઉછાળવાની આદત ન હોય તો પણ એમના

શબ્દો શ્રોતાઓનાં હૃદય પર સીધી અસર કરતા. ત્યાગ, તપસ્યા અને બલિદાનની જે સાધના માટે જીવનને એમણે તાવ્યું હતું, એની પ્રેરણા એમના પ્રત્યેક શબ્દમાં હતી. ને તેથી જ એમના શબ્દોમાં કુદરતી તેજ, ઓજસ અને તાકાત લાગતાં હતાં. ભાષણની શૈલીમાં પણ કશી કૃત્રિમતા નહોતી. ગંગાની સીધી, સરલ અને સ્વચ્છ ધારાની માફક એમના ભાષણની ધારા વહ્યે જતી. એમાં એવી સતર્કતા અને બુદ્ધિયુક્તિ હતી, કે વિરોધી પણ ઘડીકમાં એમના પ્રત્યે ખેંચાઇ જતો. દરેક શ્રોતાને લાગતું કે સુભાષ જાણે એની જ સાથે વાત કરી રહ્યા છે. પોતાની વચ્ચે આવા નેતાને આવેલા જોઇને પૂર્વ એશિયાના હિન્દીઓ પોતાના બધા જ મનોરથ જાણે પાર પડી ચૂક્યા હોય એમ પૂર્ણ પ્રસન્ન અને સંતુષ્ટ થઈ રહ્યા. એમની પ્રત્યેક યોજના પ્રાણથી ધબકવા લાગી. અધિવેશનમાં શ્રી. રાસબિહારી બોઝે પ્રાસ્તાવિક ભાષણ આપી નેતાજી શ્રી. સુભાષચન્દ્ર બોઝના હાથમાં આઝાદ હિંદ સંઘનું પ્રધાનપદ સોંપવાની જાહેરાત કરી. આ જાહેરાત થતાં જ લોકોના હર્ષનાદોથી આકાશનો ગુંબજ ગાજી રહ્યો. તાળીઓના ભારે ગડગડાટ અને જયજયકારના પ્રચંડ નાદથી વાતાવરણ ખળભળી ઊઠ્યું.

સુભાષબાબુએ ભાષણ કરતાં કહ્યું કે "આઝાદ હિન્દ સરકારની હું સ્થાપના કરું છું. અને આપણી સર્વ શકિત અને સાધનોનો એક કેન્દ્રમાં સંગ્રહ કરી, ભવિષ્યમાં એનાથી જ આખા કાર્યનું સંચાલન કરવામાં આવશે. આ રીતે આઝાદી મેળવીને આપણે એનું રક્ષણ પણ કરી શકીશું. આપણે એવા દુશ્મનનો સામનો કરવાનો છે જે અત્યંત શકિતસંપન્ન હોવા સાથે અત્યંત નિષ્ઠુર અને ધૂર્ત છે. એટલે જ આપણી આ આઝાદીની આખરી કૂચમાં આપણે ભૂખ, તરસ, કષ્ટ, તંગી, તકલીફ, થાક અને મૃત્યુનો કદાચ સામનો કરવો પડશે. આના સિવાય આઝાદી કદી મળતી નથી."

બીજે દિવસે, ૫ મી જુલાઇએ, ટાઉન હોલની સામે મોટું લશ્કરી પ્રદર્શન ભરાયું. બધા સૈનિકોએ નેતાજીને સલામી આપી. લાગતું હતું

કે નવી દુનિયાનું નિર્માણ હવે થઈ ચૂક્યું છે. પ્રદર્શન બાદ, નેતાજીએ ભારે ગર્વ અને અભિમાનથી ઉચ્ચાર્યું કે, "મારા જીવનમાં આજનો દિવસ સૌથી વધુ અભિમાનનો દિવસ છે. આજે પ્રભુએ મને એવું અલૌકિક સન્માન આપ્યું છે કે હું સમગ્ર દુનિયાને બતાવી દઈ શકું કે ભારતને સ્વતંત્ર કરવાવાળી સેનાનું સંગઠન કરીને, એને, એક વખત જેના પર અંગ્રેજ સેનાનો કબજો હતો એવા સિંગાપોરની લડાઈના એ મેદાનમાં ઊભું કરવામાં આવ્યું છે. હિંદીઓએ કેવો ગર્વ લેવા જેવો સમય છે કે આનું સંગઠન શુદ્ધ હિંદી નેતૃત્વ નીચે કરવામાં આવ્યું છે અને હિંદી નેતાઓની છત્રછાયા હેઠળ જ એ ભારતની ભૂમિ તરફ કૂચ કરશે. મારા વીર સૈનિકો તમારું સૂત્ર છેઃ ચલો દિલ્હી! ચલો દિલ્હી! જૂના દિલ્હીના લાલ કિલ્લામાં બ્રિટિશ સામ્રાજ્યની કબર પર વિજય કવાયત કરવી એ જ આપણું અંતિમ લક્ષ્ય છે. અમેરિકામાં જ્યોર્જ વોશિંગ્ટનને અને ઇટાલિમાં ગેરિબાલ્ડીને સફળતા મળી શકી એનું કારણ કે એમની પાસે પોતાની સેનાઓ હતી. હિન્દની પણ સેના આજ તૈયાર થઈ ચૂકી છે. અંધકારમાં કે પ્રકાશમાં, સુખમાં કે દુઃખમાં, જય યા પરાજયમાં હું હમેશ તમારી સાથે જ છું. ઇશ્વરની આપણા પર કૃપા ઊતરો અને આઝાદીના યુદ્ધમાં આપણને વિજય મળો."

જાપાનના પ્રધાનમંત્રી ટોજો, ૬ ઠ્ઠી જુલાઈએ શોનાન આવ્યા ને નેતાજીની સાથ એમણે આઝાદ હિન્દ ફોજની સલામી લીધી. ત્રિરંગી રાષ્ટ્રીય ઝંડો ગૌરવથી ફરકરી રહ્યો હતો. એની નીચે જનરલ ટોજો પણ દોઢ કલાક લશ્કરી સલામી આપતા ઊભા રહ્યા. નેતાજીના જીવનનું મહાન સ્વપ્ન પૂરું થયું. એમના ગર્વ ને અભિમાનની કોઈ કલ્પના તો કરી જુઓ!

૬ ઠ્ઠી જુલાઇએ સુધરાઈ ખાતાની કચેરીની સામે વળી બીજું મોટું લશ્કરી પ્રદર્શન ભરાયું. એક લાખની મેદની આ માટે એકઠી થઈ હતી. આની પૂર્વે લોકોમાં

કદી નહોતો. ભાષણો સિવાય પણ પોતાની રીતભાત ને વર્તનથી સુભાષબાબુએ એક જ અઠવાડિયામાં સૌના હૃદયમાં પોતાનું સ્થાન જમાવી લીધેલું. નાનાં મોટાં, સ્ત્રીપુરુષ, બાળબચ્ચાં સૌ કોઇ એમ સમજતાં કે સુભાષબાબુ એના પોતાના જ છે. જંબરજસ્ત ગિરદીમાં યે નેતાજી કદી ઉશ્કેરાઇ ન જતા. દર્શન માટે કે ચરણસ્પર્શ માટે પણ જ્યારે લોક ધક્કામુક્કી કરી ખુદ એમને ધકેલી દેતા, ત્યારે પણ એમના મોં પર તો માત્ર સ્મિત જ ફરકતું. આ પ્રદર્શન પછી નેતાજીએ પોતાના વિસ્તૃત ભાષણમાં પૂર્વ એશિયામાં રહેવાવાળા ત્રીસ લાખ હિંદીઓમાંથી ત્રણ લાખની સેના ઊભી કરવા તથા ત્રણ કરોડ ડૉલર ભેગા કરવાની જોરદાર અપીલ કરી. ૧૮૫૭ માં ઝાંસીની રાણીના જૌહરની યાદ આપતાં એમણે વીરાંગનાઓની એક ટુકડી ઊભી કરવાની વાતનો આગ્રહ કર્યો.

આઝાદ હિંદ ફોજના મહિલા વિભાગનું નામ ઝાંસીની વીર રાણી લક્ષ્મીબાઇના નામ પરથી 'રાણી લક્ષ્મી રેજિમેંટ' રાખવામાં આવ્યું. ૧૨ મી જુલાઇએ મહિલા વિભાગ તરફથી ભરવામાં આવેલી વિરાટ સભામાં નેતાજીએ ભાષણ કર્યું. નેતાજીએ રાણી લક્ષ્મી રેજિમેંટ તથા રેડક્રોસ યુનિટ માટે માર્મિક અપીલ કરી. સ્ત્રીઓએ રાષ્ટ્રીય આંદોલનમાં કેવી રીતે ગૌરવભર્યો ભાગ લીધો છે તે પણ એમણે દર્શાવ્યું.
લોકો કહે છે કે સ્ત્રીઓએ શસ્ત્ર ન ઉઠાવવાં, તે લોકો ૧૮૫૭ ના સ્વાતંત્ર્યસંગ્રામમાં ઝાંસીની રાણીએ ઉઠાવેલી તલવારને કેમ ભૂલી જાય છે? અનેક સ્ત્રીઓએ ચૂડીઓ, વીંટીઓ, ગળાના હાર વગેરે શરીર પરથી ઉતારીને ભેટ ધરી દીધા.

સંગઠનનું કામ ખૂબ ઉત્સાહપૂર્વક ચાલવા લાગ્યું. તાલીમ માટે શોનાન અને પેનાંગમાં 'આઝાદ શાખાઓ' ખોલવામાં આવી. સંઘના સભ્યોની સંખ્યા દિનબદિન વધતી ચાલી, અને ૧,૭૦૦૦૦ પર પહોંચી ગઇ. દસ રિયાસતોમાં શાખાઓ અને પચાસ ઠેકાણે ઉપશાખાઓ સ્થિર થઇ. લશ્કરમાં ભરતી માટે ચારે તરફથી રોજ રોજ દરખાસ્તો

આવવા લાગી. ૬ ઠ્ઠી ઓગસ્ટે હિન્દી ક્રાંતિનું પહેલું વર્ષ પૂરું થયું અને દબદબાભર્યો સમારોહ કરવામાં આવ્યો. પૂર્વ એશિયા અને મલાયાના ખૂણે ખૂણામાં સેંકડો સભાઓ થઇ. શૌનાનની વિરાટ સભામાં મહાત્મા ગાંધી, હિંદ કેસરી પંડિત જવાહરલાલ નેહરૂ અને સરદાર વલ્લભભાઇ પટેલનાં ચિત્રોનું પ્રદર્શન ગોઠવાયું અને નેતાજીએ અત્યન્ત ઓજસ્વી ભાષણ કર્યું. ભાષણને અંતે એમણે જાહેરાત કરી કે એ જ માસમાં આઝાદ હિન્દ ફોજ બ્રહ્મદેશની તરફ કૂચ કરી જશે, આઝાદ હિંદ સરકારનો સદર મુકામ પણ રંગૂન લઇ જવામાં આવશે. આ જાહેરાતથી ચારે તરફ જાણે વીજળી નાચી ઊઠી!

૨૫ મી ઓગસ્ટે નેતાજીએ આઝાદ હિન્દ ફોજની કમાન પણ પોતાના હાથમાં લઈ લીધી અને નીચે પ્રમાણે એક વધારાનું ફરમાન કાઢ્યું કે "હિન્દી સ્વાતંત્ર્યસંગ્રામ અને આઝાદ હિન્દ ફોજનું કામ આગળ ચલાવવાને માટે હુ આજથી લશ્કરની કમાન મારા હાથમાં લઇ લઉં છું. મારે માટે આ આનંદ ને અભિમાનની વાત છે. દેશની આઝાદી માટે ઊભી કરવામાં આવેલી સેનાના સેનાપતિપદનો સ્વીકાર કરવાથી બીજું અધિક સન્માન એક હિંદીજન માટે કયું હોઇ શકે? હું તો મારા આડત્રીસ કરોડ દેશવાસીઓનો સેવક છું. આપણા દેશની સ્વતંત્રતા માટે લડનાર સંગ્રામમાં આઝાદ હિંદ ફોજ અગત્યનો ભાગ લેશે. આ ફોજનું એક જ લક્ષ્ય રહેશેઃ ભારતની આઝાદી; અને એની એક જ ઇચ્છા હશેઃ આઝાદી માટે જે કાંઇ બને તે કરી છૂટવું અને તેને માટે મરી ખૂટવું. આઝાદ હિન્દ ફોજ જ્યારે ખડી હશે ત્યારે સંગેમરમરની અડીખમ દીવાલ બનીને ઊભી રહેશે, ને જ્યારે કૂચ શરૂ કરશે ત્યારે સ્ટીમરોલરની માફક માર્ગના અંતરાયોને કચડતી આગે બઢશે. દુનિયાની કોઇ તાકાત હવે આપણને આપણા સિદ્ધ અધિકારથી વંચિત નહીં રાખી શકે. 'ચલો દિલ્લી'ના સૂત્ર સાથે કામનો પ્રારંભ કરતાં, આપણે પોરો ખાવા ઘડીક ત્યારે જ થંભીશું, જ્યારે નવી દિલ્લીમાં વાઇસરોયના મકાન પર જઈને આપણે ત્રિરંગી ઝંડો લહરાવશું અને દિલ્લીના લાલ કિલ્લામાં જઇને વિજયકવાયત કરીશું."

શોનાન, કુઆલાલંપૂર, સલેંબાન, ઇપોહ વગેરે દરેક સ્થળે તાલીમી છાવણી ખૂલી ગઇ, અને દરેક છાવણીમાં સેંકડો યુવકોને જુદા જુદા પ્રકારની લશ્કરી તાલીમ અપાવા લાગી. નેતાજીએ જાતે જઇને દરેક છાવણીને તપાસી. ૨૬ મી સપ્ટેમ્બરે હિન્દના છેલ્લા સમ્રાટ બહાદુરશાહની કબર પર મોટો સમારંભ થયો. નેતાજીએ શ્રદ્ધાંજલિ અર્પતાં ભાવપૂર્ણ ઓજસ્વી ભાષણ કર્યું ને બહાદુરશાહના શબ્દોમાં કહ્યું કે :

**ગાઝિયોં મેં બૂ રહેગી જબ તલક ઇમાનકી,**
**તબ તો લંડન તક ચલેગી તેગ હિન્દુસ્તાનકી.**

બીજી ઓક્ટોબરે મહાત્મા ગાંધીનો જન્મદિન પણ ભારે ધામધૂમથી ઊજવાયો. ઘરેઘર પર રાષ્ટ્રીય ઝંડો ફરફરી રહ્યો. પ્રભાતફેરીઓ અને સરઘસો નીકળ્યાં નેતાજીએ ગાંધીજીને શ્રદ્ધાંજલિ અર્પતાં ઘણું મર્મસ્પર્શી ભાષણ કર્યું. મહાત્માજીની સેવાઓ અલૌકિક અને મહાન દર્શાવતાં એમણે કહ્યું કે, "એમનું નામ આપણા દેશની સ્વતંત્રતાના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાઇ જશે. મહાત્માજીએ સત્યાગ્રહની શરૂઆત એ કારણે કરી હતી કે તે વેળા એ સિવાય બીજો કોઇ માર્ગ નહોતો. ૧૯૨૦માં એમણે કહ્યું હતું કે જો દેશના હાથમાં તલવાર હોત તો એણે તલવારથી કામ લીધું હોત. આજે આપણને કેટલો આનંદ ને કેટલું અભિમાન ઊપજે છે કે હિન્દની સ્વતંત્ર ફોજ હવે સ્થપાઇ ચૂકી છે ને એની સંખ્યા પ્રતિદિન વેગથી વધતી રહી છે."

મલાયાવાસીઓને હિન્દીઓ તરફ પૂરી સહાનુભૂતિ હતી. એમના દેશ જોડે અંગ્રેજોએ જે વહેવાર ચલાવ્યો હતો તેથી એમનાં હૃદય પણ ઘવાયાં હતાં. મલાયાને પણ તલવારથી નહિ, પરંતુ છળ કપટ અને વાણિયાશાહીથી હસ્તગત કરવામાં આવ્યું હતું. સો અંગ્રેજોને પણ એને માટે પોતાના પ્રાણ નહી આપવા પડયા હોય. સિંગાપોરને ૧૮૧૯માં જોહોરના સુલતાન પાસેથી ખરીદવામાં આવ્યુ

હતું. પેનાંગ ૧૭૮૬ માં કેડાહના સુલતાન પાસેથી ખરીદવામાં આવ્યું હતું. ડચ લોકો પાસેથી મલક્કા પણ ખરીદાયું હતું. પેરાકનો ઇતિહાસ આશ્ચર્યજનક છે. ૧૮૭૪ સુધી સુલતાન ત્યાં એકચક્રવે હકૂમત કરતા હતા. થોડીક આંતરિક ગડબડ ઊભી થઇ, ને એણે અંગ્રેજોની મદદ માગવાની મૂર્ખતા કરી નાખી. એક અંગ્રેજ ત્યાં આવ્યો અને એની પોતાના જ માણસો પાસે હત્યા કરાવવામાં આવી. શક પરથી ઘણાને પકડવામાં આવ્યા. અનેકને ફાંસીએ ચડાવવામાં આવ્યા અને પેરાક પર અંગ્રેજોની સત્તાની જડ બેસી ગઇ. ૧૮૨૪ માં પેરાકને સ્વતંત્રતાનું વચન આપવામાં આવ્યું હતું. પણ, આજ દિવસ સુધી તે વચન પળાયું નથી. સેલાંગોર, નેગરી સેમબિલાન અને પહાંગમાં પણ ઉપદ્રવ કરાવીને અંગ્રેજોની પોતીકા જ માણસો વડે હત્યા કરાવાઇ. એ બહાના હેઠળ પહેલાં તો ત્યાં લશ્કર ગોઠવાયું અને પછી કબજો જમાવાયો. આને જ 'વિજય'નું સોહામણું નામ આપીને મલાયામાં અંગ્રેજી સત્તા સ્થિર કરવામાં આવી. આજે ઈંડોનેશિયા અને સિયામની સાથે પણ એ જ છળકપટથી કામ લેવામાં આવે છે. આ છળકપટ, બેઇમાની અને વાણિયાગીરીથી ત્રાસેલા મલાયાવાસીઓ અને બ્રહ્મદેશીઓ હિંદીઓ તરફ સહાનુભૂતિ રાખે એ સ્વાભાવિક છે.

આખુંયે કામ એવા ઉત્સાહ અને વ્યવસ્થાથી ચાલ્યું કે બાર જ મહિનામાં નીચે જણાવેલું કાર્ય પાર પડી ચૂક્યું:

૧. નેતાજીના આદેશ અને કાર્યક્રમ અનુસાર નાણાં, માણસો અને સાધનોનો પૂરો સંગ્રહ કરવામાં આવ્યો.

૨. સેનાને આધુનિક લશ્કરી તાલીમ આપીને યુદ્ધક્ષેત્ર માટે સંપૂર્ણ તૈયાર કરવામાં આવી.

૩. ઝાંસીની રાણી રેજિમેંટના નામથી આઝાદ હિન્દ સેનાનો સ્ત્રીવિભાગ સ્થાપવામાં આવ્યો.

૪. કામચલાઉ આઝાદ હિન્દ સરકારને કાયમ કરવામાં આવી; એની સત્તાનો નવ સ્વતંત્ર સરકારોએ સ્વીકાર કરી દીધો. હતો.

૫. આંદામાન અને નિકોબારના સ્વતંત્ર પ્રદેશમાં આઝાદ હિન્દ સરકારની સત્તા સ્થપાઇ ચૂકી; એનું નામ 'શહીદ દ્વીપ' અને 'સ્વરાજય દ્વીપ' રાખવામાં આવ્યાં.

૬. બ્રહ્મદેશમાં સદર મુકામ કાયમ થઇને, ૧૯૪૪ ની ૪ થી ફેબ્રુઆરીએ યુદ્ધનાં શ્રીગણેશ મંડાયાં; ૨૧ મી માર્ચે આઝાદ હિન્દ ફોજે ભારતભૂમિમાં પ્રવેશ કરી તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

૭. આઝાદ હિન્દ સરકારને અધીન લગભગ ૧૯ જુદા જુદા હાકેમો કામ કરવા લાગી ગયા; તાલીમનું કામ પૂરી વ્યવસ્થિત રીતે ચાલવા માંડ્યું, ને હિન્દુસ્તાની ભાષાનો પ્રવેશ લગભગ દરેક ઘરમાં થઇ ચૂકયો.

૮. પ્રેસ, પ્રકાશન અને પ્રચારનું કામ પણ વ્યવસ્થાથી થવા લાગ્યું. 'આઝાદ હિન્દ' નામનું દૈનિક અને 'જય હિન્દ' નામનું અઠવાડિકપત્ર પ્રગટ થવા લાગ્યું; અંગ્રેજી અને હિંદી બે ભાષામાં એ પત્ર પ્રગટ થતું.

૯. શાસન વ્યવસ્થા અને યુદ્ધ પછી, આઝાદ હિંદના નિર્માણનું કાર્ય કરવાને માટે 'આઝાદ હિન્દ દળ'ની સ્થાપના કરવામાં આવી.

૧૦. આઝાદ હિન્દ સરકારની 'આઝાદ હિન્દ નેશનલ બેન્ક' પણ સ્થાપવામાં આવી. આઝાદ હિન્દનો પોતાનો સિક્કો પણ શરૂ કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. ટપાલની ટિકિટો પણ શરૂ થઇ ચૂકી.

નેતાજી તરફ જનતાની શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમની લાગણીની તો શી વાત કહેવી? પોતાના કાર્ય, સેવા, અધ્યવસાયની એમણે લોકો પર એવી ઘેરી ઊંડી છાપ પાડી દીધી હતી કે એમનો શબ્દ પ્રમાણભૂત બનવા લાગ્યો હતો. અને એમનાં ફરમાન મુજબ આંખના પલકારામાં

થયું. નિશ્ચય કરવામાં આવ્યો કે એ દિવસે નેતાજીની સોના અને ઝવેરાતથી તુલાવિધિ કરવામાં આવે. સ્ત્રીઓએ આ મહોત્સવનું આયોજન કર્યું. ચૂડીઓ, ગળાના હાર, વીંટીઓ, વગેરેની જાણે વર્ષા થઇ ચૂકી; જેની પાસે જે કાંઇ પ્રિયમાં પ્રિય વસ્તુ હતી તે તેણે પોતાના અધિક પ્રિય નેતાજી પર ન્યોછાવર કરી દીધી. એક મદ્રાસી મહિલાએ તો પોતાનું બધું જ ભેટ ધરી દીધું. જ્યુબિલિ હોલમાં આ સમારંભ યોજાયો. તલ પડે એટલી કોરી જગા નહોતી. સાર્વજનિક ભાષણને સ્થાને નેતાજીએ ગાંધીજીને ઉદ્દેશીને એક અત્યંત માર્મિક ભાષણ કર્યું. એમના આશીર્વાદની યાચના કરતાં, નેતાજીએ છેવટે કહ્યું કે, 'અમારા રાષ્ટ્રના પિતા! ભારતમાતાની આઝાદીના આ પવિત્ર સંગ્રામમાં આજે અમે આપના આશીર્વાદ અને શુભ કામનાની યાચના કરીએ છીએ.'

નેતાજીના સન્માનમાં ઊજવાયેલા એ સપ્તાહમાં એક મુસલમાન કરોડપતિએ પણ પોતાની બધી સ્થાવર જંગમ મિલકત અને ઘરના બધાં આભૂષણો ભેટ ધરી દીધાં. ૯ મી જુલાઇએ નેતાજીએ એને લાખો માણસોની વચમાં 'સેવકે હિન્દ'નું બિરુદ અર્પણ કર્યું.

૧૯૧૪ ની ૨૧ મી ઓગસ્ટે મદ્રાસી મહિલાનું પણ પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરવાના કાર્યનું સન્માન માટે કરવા એક સમારંભ થયો ને એને પણ સેવકે હિન્દનું પદ એનાયત થયું.

'આઝાદ હિન્દ રાષ્ટ્રીય બેંક'ની સ્થાપનાથી પણ નેતાજી પ્રત્યે લોકોની અપાર શ્રદ્ધાનું ઉદાહરણ મળી રહે છે. રંગૂનના એક કરોડપતિ જોડે, નેતાજી આઝાદ હિંદ સરકારની આર્થિક સ્થિતિ વિષે ચર્ચા કરી રહ્યા હતા. નેતાજીએ બેંકને કાયમ કરવાનો પ્રસ્તાવ રજૂ કર્યો. બેંકના વિના, એમણે કહ્યું કે સરકારનો નિભાવ જ કેવી રીતે થઇ શકે? ઇમ્ફાલ મેળવ્યા પછી આપણે આપણો ચલણી સિક્કો પણ ચાલુ કરવો છે. "નેતાજી, એને માટે કેટલી રકમની જરૂરત છે?" કરોડપતિએ પૂછ્યું. નેતાજીએ કહ્યું:

"ઓછામાં ઓછા પચાસ લાખ તો જોઇએ." ત્રીસ લાખ તે જ વખતે ત્યાં એણે નેતાજીના ચરણોમાં ભેટ કરી દીધા અને બાકીના વીસ લાખ એક અઠવાડિયામાં ભેગા કરી આપવાનો વાયદો કર્યો ૧૯૪૪ના એપ્રિલમાં ૫૦ લાખની પૂંજી સાથે બેંકે કામકાજ શરૂ કર્યું. કાયદાસર એ રજિસ્ટર પણ થઈ ગઇ; તુરત જ એની ત્રણ શાખાઓ ખોલવામાં આવી. બીજી પાંચ શાખાઓ ખોલવાની પણ વ્યવસ્થા કરાઇ. શ્રી. એસ. એ. અય્યર (પ્રધાન), શ્રી. દીનાનાથ, શ્રી. એસ. એમ. રશીદ, શ્રી. એચ. આર. બેટાઇ, શ્રી, એચ. ઇ. મહેતા અને કર્નલ અલગપ્પન આ બેંકના ડાયરેક્ટર તરીકે નીમાયા.

આર્થિક વ્યવસ્થા માટે લોકો પર કદી પણ કોઇ નિયમિત કરવેરો નંખાયો નથી. બધી રકમો અને કરવેરો સ્વેચ્છાથી જ લોકો આપતા હતા ઓછામા ઓછા પંદર કરોડની જરૂરત હતી. આ માત્ર ભેટ સોગાદોથી પૂરી થાય એમ નહોતુ, એને માટે એક પ્રકારનો કરવેરો નાખવાનો વિચાર કરવામાં આવ્યો. પણ એ કરને રૂપે નહીં. એને માટે એક એવો ઉપાય કરવામાં આવ્યો કે અવારનવાર વેપારીઓની એક સમિતિ બધા હિન્દીઓની માલ મિલકતનું અનુમાન કરે અને એના દસ ટકા આપવાની સરકાર તરફથી માગણી કરવામાં આવે. જુદાં જુદાં સ્થાનો માટે જુદા જુદા સેંકડા નક્કી કરાતા હતા. કેટલાકો પોતાને બ્રહ્મદેશવાસીઓ ગણાવીને આનાથી બચવાની કોશિશ કરતા હતા. એમને કહેવામાં આવતું હતું. કે એમના જાનમાલના રક્ષણની જવાબદારી આઝાદ હિન્દ સરકાર પર નહીં રહે. ને આમ એ લોકો તુરત સીધા થઇ જતા.

બ્રહ્મદેશ પાસે આઠ કરોડની માગણી કરાઇ. ૧૯૪૪ની ૧ લી જુલાઈ સુધીમાં બ્રહ્મદેશ પાસેથી સાડાત્રણ કરોડ નગદ અને ૪૦ લાખનો સામાન મળી ગયો હતો. ૨૦ મી જુન સુધીમાં મલાયા પાસેથી પણ રૂપિયા ૧૩૭૫૦૦૦૦ મળી ચૂકયા હતા. એકલા મે માસમાં લગભગ ૧૪ લાખ એકઠા થઈ ગયા હતા. ૨૬ મી જાનેવારી

૧૯૪૫ના આઝાદ દિન સુધીમાં બ્રહ્મદેશે પોતાના હિસ્સાના ૮ કરોડ પૂરા કરી આપ્યા. મલાયામાં આ દિવસને નિમિત્તે બે અઠવાડિયામાં ૪૦ લાખ રૂપિયા ભેગા થયા. બ્રહ્મદેશમાંથી કુલ પંદર કરોડ અને મલાયામાંથી પાંચ કરોડ એકઠા કરવાની વાત, બેંકના ડાયરેક્ટર શ્રી. દીનાનાથે કોર્ટ માર્શલ અદાલત સામે કરી છે. બ્રહ્મદેશમાં 'નેતાજી ફંડ કમિટિ'ની સ્થાપના કરીને, વધારાની ભેટ સોગાદો જમા કરાઇ મલાયામાં ભેટો એકઠી કરવા માટે એક સમિતિ નીમાઇ હતી. ઘઉં, લોટ, ચોખા વગેરેનું દાન પણ સારા પ્રમાણમાં મળતું હતું. એકવાર એક એક ગજ કપડું આપવાની માગણી પણ કરાઇ હતી. જે કાપડ આપી શકે એમ નહોતા, તેમણે સ્વેચ્છાએ પચાસ પચાસ રૂપિયા ભેટ આપ્યા.

આ રીતે આર્થિક વ્યવસ્થા જેટલી પૂર્ણ હતી, તેટલું જ પૂર્ણ અને દૃઢ સંગઠન પણ કરવામાં આવ્યું હતું. મલાયામાં સંઘની ૧૭ શાખાઓ અને ઉપશાખાઓ કામ કરવા મંડી હતી. બ્રહ્મદેશમા એની સંખ્યા સોથી ઉપર પહોંચી ગઇ હતી. થાઇલેંડમા પણ ચોવીસ શાખાઓ સ્થપાઇ ગઇ હતી, અને સુમાત્રા, જાવા અને બોર્નિયો વગેરેમાં પણ અનેક શાખાઓએ કામ શરૂ કરી દીધુ હતું. 'આઝાદ હિન્દ સંઘ'ને 'કામચલાઉ આઝાદ હિન્દ સરકાર'નું રૂપ આપવાનું મહત્ત્વ દર્શાવતાં નેતાજીએ ૧૯૪૩ની ૨૧મી ઓકટોબરે વફાદારીના સોગંદ લીધા પછી અને એની સ્થાપના કરવાની જાહેરાત કર્યા પછી કહ્યુ હતું કે 'આઝાદ સંઘ'નુ મહત્વ આંદોલન કરવાવાળી સંસ્થાથી વધારે નથી. દેશની આઝાદી માટે યુદ્ધની ઘોષણા કરનાર સરકારની સ્થાપના થવી અનિવાર્ય છે. આનાથી આપણી એક જરૂરત પૂરી થાય છે, અને ઇતિહાસમાં શીખી ગયેલી વાતનું આપણે આચરણ પણ કરીએ છીએ. ૧૯૧૬માં આયર્લેંડમાં આ રીતે જ કામચલાઉ પ્રજાતંત્રી સરકાર સ્થાપવામાં આવી હતી. ગયા મહાયુદ્ધમાં ચેક લોકોએ અને તુર્કોએ મુસ્તફા કમાલપાશાના નેતૃત્વ નીચે આ રીતે જ સરકારોની સ્થાપના કરી હતી.

નેતાજીએ પોતાની સરકારની પ્રતિષ્ઠા પર કદી આંચ લાગવા ન દીધી. જાપાનીઓને એ તરફ આંખ પણ માંડવા નથી દીધી. રૂપિયા પૈસા કે બીજી કોઇ પ્રકારની સહાયતા માટે એમણે સામો હાથ ધર્યો નથી. સમાનન્તર અને સર્વથા સ્વતંત્ર સરકારના રૂપમાં એનું સંગઠન અને સંચાલન કર્યું હતું. યુદ્ધસામગ્રી પણ ઉધાર ન લેતાં, ખરીદ જ કરાઇ હતી. કોઇ જાપાની અફસરને તાલીમશિક્ષક તરીકે નિયુક્ત પણ નથી કર્યો. ૧૯૪૩ની ૨૩મી ઓકટોબરે જાપાન સરકારે, ૨૬મી ઓકટોબરે જર્મની, સ્વતંત્ર બ્રહ્મદેશ અને સ્વતંત્ર ફિલીપાઇન સરકારોએ, ૮મી નવેમ્બરે આયર્લેંડ, કોરિયા, મંચૂરિયા, નાનકિંગ ને સિયામે તથા ૮મી નવેમ્બરે ઇટાલીએ એનો સ્વતંત્ર સત્તા તરીકે સ્વીકાર કર્યો. ૨૫મી ઓકટોબરે સ્વતંત્ર રૂપે ઇંગ્લાંડ અને અમેરિકાની વિરુદ્ધ યુદ્ધની જાહેરાત થઇ. અન્તમાં ૧૯૪૩ની ૪થી ફેબ્રુઆરીએ સ્વતંત્ર રૂપે જ હિંદ પર હુમલો કરવામાં આવ્યો. જાપાનના હાથોમાં રમી જઇને એની તરફથી હિંદ પર હુમલો કરીને, દેશની સાથે દ્રોહ કે વિશ્વાસઘાત કરવાની તો કલ્પના કરવી એમ એને ઘોર અન્યાય કરવા જેવું છે. ઇંગ્લાંડ અને અમેરિકાની વિરુદ્ધ યુદ્ધ જાહેર કરતાં, લાખો માણસોની વચમાં નેતાજીએ કહ્યું હતું કે, "આપણી પોતાની જ સરકાર હેઠળ, આપણી ફોજ હિંદની ભૂમિ પર યુદ્ધમાં ઊતરશે, જેટલો ભાગ અંગ્રેજોના હાથમાંથી આપણે લેતા જશું, એટલા પર આપણી સરકારની હકૂમત સ્થપાશે. આપણે આપણી જ ફોજ, આપણા જ પરિશ્રમ અને આપણા જ બલિદાનથી હિંદની આઝાદી હાંસલ કરીશું."

૬ ઠ્ઠી નવેમ્બરે ટોકિયોમાં પૂર્વ એશિયાનાં રાષ્ટ્રોનું એક મોટું સંમેલન થયું. નેતાજી પોતાના સાથીઓ જોડે એમાં ભાગ લેવા માટે ગયા. એમાં એમણે પ્રતિનિધિ તરીકે નહીં, પણ માત્ર પ્રેક્ષક તરીકે ભાગ લીધો. 'આઝાદ હિન્દ સરકાર'ની સ્થિતિ હજી હતી. એ સ્થાયી થાય નહીં ત્યાં સુધી એ એના પ્રતિનિધિ ન બની શકે. હિંદ વિષે પણ એમાં ચર્ચા થઇ. અંગ્રેજ સરકારની ચૂડમાંથી બ્રહ્મદેશની

માંડલે જેલમાંથી ૧૯૪૩ ના માર્ચના અંતમાં, સુભાષબાબુની માફક જ ગેબ થઇ જનાર બ્રહ્મદેશના ભૂતપૂર્વ મુખ્ય મંત્રી ડા. વા. મા તથા બીજા પ્રતિનિધિઓએ હિંદની આઝાદીને પૂર્વ એશિયાની શાંતિ તથા આઝાદી માટે અનિવાર્ય દર્શાવી. જાપાની સરકાર તરફથી જનરલ ટોજોએ આંદામાન અને નિકોબારને આઝાદ હિન્દ સરકારને સોંપવાની જાહેરાત કરતાં કહ્યું કે, 'આઝાદ હિન્દ સરકારની સ્થાપનાનો આધાર હવે તો અધિક દૃઢ થઇ ગયો છે. એની અધીનતામાં પોતાના ધ્યેયને પૂર્ણ કરવા માટે હિંદીઓ કટિબદ્ધ થયા છે. હું એવી જાહેરાત કરવા માગું છું કે જાપાનની સરકાર આંદામાન તથા નિકોબારના હિંદના ભાગ પરથી પોતાનો અધિકાર ઉઠાવી લઇને એને આ સરકારને તુરતમાં જ સોંપનાર છે. આ રીતે અમે હિન્દુસ્તાનને એની આઝાદી પ્રાપ્ત કરાવવાના પ્રયત્નમાં મદદ દેવાનો પ્રત્યક્ષ સબૂત રજૂ કરીએ છીએ.

જાપાનના પરદેશ વિભાગના ઉપમંત્રી મત્સુઓ મોતોએ અદાલતમાં જનરલ ટોજોની જાહેરાતને વધાવતાં, અનેક સરકારો દ્વારા આઝાદ હિન્દ સરકારનો સ્વીકાર કરવામાં આવ્યો છે એ હકીકતનું સમર્થન કર્યું છે. એમણે એ પણ જણાવ્યું કે જર્મન સરકારને કહીને જાપાન સરકારે સુભાષબાબુને મલાયા બોલાવ્યા હતા, કારણ કે જાપાન સરકાર પોતાના દેશની આઝાદી પ્રાપ્ત કરવામાં એમને સહાયતા આપવા ચાહતી હતી. એ એમ માનતી હતી કે આઝાદ હિન્દ સરકાર અને આઝાદ હિન્દ ફોજના એ પ્રધાન બની શકશે.

નેતાજીએ આંદામાનનું નામ 'શહીદ દ્વીપ' પાડયું. કર્નલ લોકનાથનને ત્યાં મુખ્ય કમિશનર નીમી મોકલવામાં આવ્યા. એમના ત્યાં જવા પછી બે ત્રણ અઠવાડિયાં રહીને આઝાદ હિન્દ સંઘના મુખ્ય કાર્યાલયમાં ખાસ સમારંભનું આયોજન કરીને ત્યાંની હકૂમતની દોર એમના હાથમાં સોંપી દેવામાં આવી. આ પ્રસંગે ત્યાંના જાપાની શાસક, નૌકા સેનાપતિ અને સેનાધ્યક્ષ પણ હાજર હતા. હકૂમતનો સારી રીતે પ્રબન્ધ કરવા માટે નેતાજીના હુકમ અનુસાર શ્રી. લોકનાથન.

મેજર આલબી, લેફ્ટનંટ સુભાનસિંહ. લેફ્ટનંટ મહમદ ઇકબાલ અને સ્ટેનોટાઇપિસ્ટ શ્રી નિત્રાસનને પણ પોતાની સાથે લઇ ગયા હતા. મેજર આલબી કેળવણી વિભાગના, લેફ્ટનંટ સુભાનસિંહ અર્થ વિભાગના અને લેફ્ટનંટ મહમદ ઇકબાલ પોલિસ અને ન્યાય વિભાગના અધિકારી હતા. ત્યાંથી માસિક હેવાલો નિર્માણ કરીને નેતાજી પર મોકલવામાં આવતા. પોલિસ વ્યવસ્થા અંગે જાપાનીઓ છેવટ સુધી માથું મારતા રહ્યા અને મનમાં આવે તેમ વર્તતા રહ્યા. શક પડતા લોકોને બૂરી રીતે હેરાન કરવામાં આવતા હતા. આ સર્વનો શ્રી. લોકનાથને વિરોધ કર્યો અને પોલિસ હાકેમો પર કોઇ પણ જાતની હાથતરાપ ન મારી કે એમને પોતાના કરી લેવાનો પ્રયત્ન કર્યો. આ સંબંધે જાપાનીઓને એમની સાથે છેવટ સુધી સંઘર્ષ રહ્યા કર્યો.

જિયાવાડીની ૫૦ ચોરસમાઇલની રિયાસતમાં પણ આઝાદ હિંદ સરકારની જ હકૂમત હતી. એમાં હિન્દીઓની વસતી પંદર હજારની હતી. એમાં સુવ્યવસ્થિત સરકાર સ્થાપવામાં આવી. એક વહીવટદારની દેખરેખ નીચે અર્થવિભાગ, ભરતીવિભાગ, તાલીમવિભાગ, પ્રચાર અને પ્રકાશનવિભાગ, સ્વાથ્યવિભાગ તથા હિંદી હિતોના રક્ષણ માટે પણ એક વિભાગ સ્થાપવામાં આવ્યા હતા. હિંદુસ્તાન નાસી જનારાઓની માલમિલકતની સંભાળ તથા દેખભાળનું કાર્ય પણ થયા કરતું હતું. સ્ત્રીવિભાગ અને બાલસેનાવિભાગ પણ સ્થપાયા. સૂતરના કામળા તથા શણના કોથળા વગેરે બનાવવા માટે કારખાનાં ખોલવામાં આવ્યાં હતા અને એક મોટી કેન્દ્રીય હોસ્પિટલ પણ ઊભી કરવામાં આવી હતી. ચીની માટીની બનાવટનાં કારખાનાં પણ ખોલાયાં હતાં. આમ બીજા સર કરાયેલા પ્રદેશ પર રાજવહીવટનું સંચાલન કરવા માટે 'આઝાદ હિંદ દળ'નું સંગઠન કરવામાં આવ્યું હતું. લેફ્ટનંટ વિઠ્ઠલરાવ આ દળના સંચાલક હતા. જનરલ ચેટરજી ગવર્નર તરીકે નીમાયા હતા. પબ્લિક વર્કસ ડિપાર્ટમેંટ, ખેતીવાડી અને જનસુખાકારી શ્રી. બી. ઘોષના હાથમાં અને પોલિસ શ્રી. શ્યામચંદ્ર મિશ્રના હા[illegible]

મૂકવામાં આવી. નાના મુકદ્દમાઓ પતાવવા માટે અને દંડ વગેરે વસૂલ કરવા માટે તહસીલદારોને નીમવામાં આવ્યા હતા. શ્રી રામચન્દ્ર પ્રસાદને મેનેજર બનાવવામાં આવ્યા હતા. આના પર આઝાદ હિન્દ સરકારનો પૂરો કબ્જો હતો. બ્રહ્મદેશી તથા જાપાની સરકારની કોઈપણ પ્રકારની દખલગીરી નહોતી.

પોતાની સરકાર અને પદવીનું નેતાજી એટલું ધ્યાન રાખતા કે ૧૯૪૪ ની ૨ જી જુને, જાપાની રાજદૂત રંગૂનમાં રાષ્ટ્રપતિને મળવા માટે આવ્યો. એમણે સામે કહાવ્યું કે, રાજદૂત હોવાનાં એનાં પ્રમાણપત્રોની વિદેશમંત્રીને ત્યાં પહેલાં તપાસ કરવામાં આવશે. એણે કહ્યું કે 'મારા કાગળપત્રો ટોકિયોમાં ચૂકી ગયો છું.' પણ એને, ત્યાંથી કાગળપત્ર આવે ત્યાંસુધી મુલાકાત ન મળી શકી. લાલ કિલ્લામાં, કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન સહગલ અને લેફ્ટનંટ ધિલન પર ચલાવાયેલા કોર્ટ માર્શલ મુકદ્દમામાં જાપાની અફસરોએ આ ઘટનાનું વર્ણન સવિસ્તર કર્યું છે.

•જાપાનના ઉપરાષ્ટ્રમંત્રી રેજૂ સવાદા અને આઝાદ હિન્દ સરકાર સાથે જાપાન તરફથી રાજદૂત તરીકે મોકલાવાયેલા શ્રી. તેરૂરો હાચિયાએ પોતાની સાક્ષીમાં આ ઘટનાના સત્યનો સ્વીકાર કર્યો છે. શ્રી. હાચિયાને•રાજદૂત તરીકે નીમવામાં અને રંગૂન મોકલવામાં ઉપરાષ્ટ્ર મંત્રીના અધિકારની રૂએ શ્રી. સવાદાનો હાથ હતો. એમણે જણાવ્યું કે આઝાદ હિન્દ સરકાર કામચલાઉ હોવાથી એવું કોઈ પ્રમાણપત્ર આપવાની જરૂરત ઊભી થશે એમ લાગ્યું નહોતું, પરંતુ શ્રીયુત સુભાષચંદ્ર બોઝે ઊભી કરેલી દખલને લીધે જાપાની સમ્રાટના હસ્તાક્ષરોનું પ્રમાણપત્ર મોકલવામાં આવ્યું હતું, કારણ એના સિવાય, શ્રી. હાચિયાએ જાપાન સરકારને જણાવ્યું કે. શ્રી. સુભાષચંદ્ર બોઝે એને મળવાની ના પાડી દીધી છે. શ્રી. હાચિયાએ જણાવ્યુ કે આઝાદ હિન્દ સરકારના પરરાષ્ટ્ર મંત્રી શ્રી. ચેટરજીએ એને કહ્યું હતું કે એની પાસે પ્રમાણપત્ર નથી એટલે શ્રી. સુભાષચન્દ્રે એને મળવાનો ઇન્કાર

કર્યો છે. આનાથી, એણે ટોકિયો પર પ્રમાણપત્ર મોકલવાનો તાર કર્યો અને એને પ્રમાણપત્ર મોકલવાની સૂચના તારથી અપાઇ. આઝાદ હિન્દ સરકાર રંગૂનથી બેંગકોક ગઇ એટલે એ પણ એની સાથે ત્યાં ગયા અને છેવટ સુધી રાજદૂતના અધિકાર લેખે એની સાથે રહ્યા. પોતાના રાજા અથવા રાજાના ચિત્ર પ્રત્યે જે સન્માન જાપાનીઓને દાખવવું પડતું તેવું જ સન્માન નેતાજીની સામે ને એમના ચિત્રની સામે જાપાની અફસરોને દાખવવું પડતું.

જાપાનીઓએ એક ડોકટરને, એની પત્ની અંગ્રેજ હોવાના શક પરથી કેદ કરેલા. એમને છોડવાના બધા પ્રયત્નો વ્યર્થ ગયા. નેતાજીની પાસે વાત આવી. જાપાની અધિકારીઓને એમણે લખ્યું કે, એ ગુનેગાર હોય, તો એને ગોળીથી ઠાર મારવામાં આવે. ન હોય, તો એને હિન્દી નાગરિક હોવાને સબબે તુરત છૂટો કરવામાં આવે આ રીતે એક બીજા હિન્દી ડોકટરની મુકિતનો હુકમ પણ નેતાજીએ આપી દીધો. જાપાની પોલિસ અફસરે કહ્યું કે, 'સમ્રાટ બોઝને અમારી બાબતમાં માથું મારવાનો અધિકાર નથી.' વાત ઉપલા અધિકારી પાસે પહોંચી, તો એણે માફી માગીને, મુકિતનો આદેશ ફરમાવ્યો. જ્યારે નેતાજી શોનાન હતા, ગયાત્યારે બાકીના બધાને મુકત કરી, જાપાનીઓએ ચારસો હિંદીઓને બંદીવાન રાખી મૂકયા હતા. એમના પર અંગ્રેજોના જાસૂસ હોવાનો શક હતો. નેતાજીએ એ બધો મામલો પોતાના હાથમાં લઇ, એમને છોડી મૂકયા.

લેફ્ટનન્ટ કર્નલ લોકનાથને કોર્ટ માર્શલ અદાલતમાં લંબાણથી જણાવ્યું છે કે ચીફ કમિશનર તરીકે આંદામાન અને નિકોબારના રાજ્યનું પૂરું નિયંત્રણ-ખાસ કરીને પોલિસની હકૂમત પોતાના હાથમાં લેવા માટે જાપાનીઓ સાથે છેવટ સુધી એ ઝઘડતા રહ્યા હતા. એમણે પોતાના અધિકાર પર એમને તરાપ મારવા ન દીધી. એ જ રીતે આઝાદ હિન્દ સરકારના પ્રકાશનમંત્રી શ્રી. અય્યરે પણ અદાલતમાં પોતાની સરકારને જાપાનીઓની મિત્ર, પૂરી

સ્વતંત્ર અને સમાનાન્તર દર્શાવતા એવી અનેક ઘટનાઓનો ઉલ્લેખ કર્યો છે, જેનાથી માલૂમ પડે છે કે નેતાજીએ પોતાની સરકારની પ્રતિષ્ઠા પર કદી આંચ લાગવા દીધી નથી હિન્દમાં થનાર યુદ્ધ માટે 'યુદ્ધ પરિષદ'નું સંગઠન કરવાને માટે, માર્ચ ૧૯૪૪માં નેતાજીને જાપાનીઓની સાથે ચર્ચા થઇ જાપાનીઓનું કહેવું હતું કે એનો પ્રધાન જાપાની હોવો જોઇએ ત્રણ ચર્ચા બાદ નેતાજીએ છેવટે કહી દીધું કે હિન્દની પ્રતિષ્ઠા, સ્વતંત્રતા અને સ્વતંત્ર સાર્વભૌમ સત્તાની વિરુદ્ધની કોઇપણ વાતનો હું સ્વીકાર નહીં કરી શકું નેતાજીએ કોઇપણ જાપાનીને પ્રધાનપદે નીમવાનો ઇન્કાર કર્યો ને જાપાની અને હિંદી, બધા સભાસદોની સ્થિતિ સમાન તરીકે સ્વીકારાઇ જાપાનીઓએ વળી એવો આગ્રહ સેવ્યો કે આઝાદ હિન્દ સરકારમાં ખોરાક, યુદ્ધસામગ્રી અને સેનાવિભાગના મંત્રીની નિમણુક માટેની પૂર્વસૂચના એ કરે નેતાજીએ એનો પણ અસ્વીકાર કર્યો ને વળી વધુ સ્પષ્ટતા કરી દીધી કે સ્વતંત્ર થયેલા પ્રદેશ પર એકે જાપાની પેઢી કાયમ નહીં કરવા દેવામાં આવે, ને એકે બેંક પણ નહીં ખોલવા દેવામાં આવે એમણે આમ એકે વાતમાં જાપાનીઓને ઉપર હાથ ન રાખવા દીધો

જાપાનના પરરાષ્ટ્ર વિભાગના પ્રવકતા શ્રી સબુરો ઓહ તાએ અદાલતમાં આઝાદ હિન્દ સરકારને 'સ્વતંત્ર ભારતની કામચલાઉ સરકાર' તરીકે ઓળખાવતા કહ્યું કે, જાપાની સરકારે ૧૯૪૩ની ૨૧મી ઓકટોબરે એનો સ્વતંત્ર સત્તા તરીકે સ્વીકાર કર્યો હતો, અને એનો એની સાથે બિલકુલ સમાનતાનો, મિત્રો જેવો વ્યવહાર હતો એ એને સંપૂર્ણ સ્વતંત્ર અને સમાન ગણીને, એને દરેક પ્રકારે મદદ કરતી હતી આ હેતુનું એક નિવેદન પણ જાપાની સરકારે ૨૩મી ઓકટોબરે બહાર પાડયું હતું. આ રીતે જ બ્રહ્મદેશમાંની જાપાની સેનાની સુપ્રીમ કમાનના સ્ટાફ ઓફિસર મેજર જનરલ કાતાકુરાએ અદાલતમાં કબૂલ્યું હતું કે એમણે હિન્દ પર આક્રમણ કરવાની આખી યોજના ઘડી હતી, અને એમ નક્કી થયું હતું કે હિન્દુસ્તાનનો

જેટલો પ્રદેશ આઝાદ થાય, તેટલો આઝાદ હિન્દ સરકારને સોંપવામાં આવશે, અને આઝાદ હિન્દ સરકારની જ એના પર સત્તા રહેશે, ઉપરાંત યુદ્ધમાંથી જે કાંઇ સામાન હાથ લાગે તે બધો પણ એને જ સુપરદ કરવામાં આવશે.

આઝાદ હિન્દ સંઘના સભ્યોની સંખ્યા એટલી ત્વરાથી વધતી ચાલી કે શોનાનમાં ૫૪, જોહોરમાં ૬૬, અને મલાક્કામાં ૯૦ ટકા જેટલા હિન્દીઓ એના સભ્યો બની ગયા. મલાયામાં સભ્યોની સંખ્યા એ લાખથી પણ વધુ થઇ ગઇ.

દિન રાત કામ કરવાવાળા સ્વયંસેવકો પંદર હજાર જેટલા હતાં. સંઘની સિલોનશાખા પણ ૧૯૪૩ ની ૨ જી ડિસેંબરે સ્થપાઇ. લોકોમાં આઝાદ રાષ્ટ્રના આઝાદ નાગરિકો જેવું સ્વાભિમાન પેદા કરવા માટે ૧૯૪૩ ની ૧૬ મી ડિસેંબરે એક નવો કાર્યક્રમ હાથ ધરાયો. આઝાદ હિન્દ સંઘની સમસ્ત શાખાઓને સૂચના અપાઇ કે એમણે સૌ હિન્દવાસીઓને એમ સમજાવી દેવું કે એઓ કોઇ પણ વિદેશી સરકારના ગુલામ નથી. આઝાદ હિન્દ સરકાર પ્રત્યે વફાદારીના પ્રતિજ્ઞાપત્ર પર લોકોના હસ્તાક્ષર લેવાવા માંડયા. એનું ધ્યેય લોકોના હૃદયમાં પોતાની નવી સ્થિતિ માટે જાગૃતિ પેદા કરી, એમનામાં સ્વાભિમાન અને આત્મવિશ્વાસની ભાવના ઉદ્દીપ્ત કરવાનું હતું. આઝાદ હિન્દ સંઘનાં જૂનાં સભાસદપત્રો રદ કરી, આ જ પ્રતિજ્ઞાને મહત્ત્વ આપવામાં આવ્યું. 'સંઘ'ના સભાસદ બનવાનું પણ આ પ્રતિજ્ઞા લેનારાઓ માટે જરૂરી હતું. ૧૯૪૩ ની ૨૫ મી ઓકટોબરે નેતાજીએ પોતાના ભાષણમાં કહ્યું હતું કે, 'જે લોકો સંઘના સભ્યો નથી, એમને અમે અમારા સાથી કે હિન્દીઓ તરીકે નથી ગણતા. એવા લોકો માટે હિન્દુસ્તાનમાં કોઇ સ્થાન નથી'. ૧૯૪૪ ના જુનમાં આ પ્રતિજ્ઞા લેનારાની સંખ્યા માત્ર મલાયામાં જ ૨૩૨૫૬૨ ની હતી.

ખૂબ પ્રયત્નો છતાં ચાલીસ હજારથી વધુ મોટું લશ્કર ઊભું ન થઇ શક્યું. ભરતી માટે જોર જબરજસ્તી ન કરતાં, સ્વેચ્છાથી જ લોક ભરતી થવા માટે આવતા હતા. ઘણાને નિરાશ થવું પડતું અને

એની પછી અરજીઓનો સ્વીકાર કરવાનું કાર્ય કઠિન થઇ પડયું હતું. દૂર દૂરથી આવનારાઓની પણ ફોજમાં ભરતી કરવાનું લગભગ અશક્ય હતું. બ્રહ્મદેશ કરતાં મલાયામાં ભરતીનું જોર વધારે હતું. યુદ્ધસામગ્રીનો અભાવ એ જ સૌથી મોટી આપત્તિ હતી છતાં પણ બધા નાગરિકો માટે લશ્કરી તાલીમનો પ્રબન્ધ કરવામાં આવ્યો હતો મલાયા, બ્રહ્મદેશ અને થાઇલેન્ડ વગેરેના ખૂણેખૂણેથી સ્ત્રીપુરુષો મોટી સંખ્યામાં એને માટે આવતા હતા આ બધાનો મર્મ એ હતો કે સૌને શસ્ત્રાસ્ત્ર સંભાળવાનું અને વાપરવાનું આવડી જવું જોઇએ મલાયામાં ચાર, બ્રહ્મદેશમાં ચાર અને થાઇલેન્ડમાં એક તાલીમી છાવણી હતી એમાં બાર હજારને તાલીમ આપી શકાતી હતી રંગૂન અને શોનાનમાં અફસરોને તાલીમ આપવા માટે વધારાની છાવણી હતી ત્યાગની ભાવના અવર્ણનીય હતી કર્નલનો પગાર ૨૫૦ રૂપિયા અને મેજરનો ૧૮૫ રૂપિયા હતો આ ઉપરાંત આપી બચત આઝાદ હિન્દ સંઘને હવાલે કરવામાં આવતી સેનાના મનોરંજન માટે અને બીજા લોકોની કેળવણી માટે 'ચલો દિલ્હી' 'ભારત પુત્ર', અને 'જલિયાનવાલા બાગ', નામના નાટકો તૈયાર કરવામાં આવ્યા હતા. એવી જ કેટલીક ફિલ્મ પણ તૈયાર થઇ હતી

ટોકિયોમાં, ૧૯૪૩ની ૨૮ મી ઓક્ટોબરે, નેતાજીએ આપેલા પ્રેસનિવેદનમાં કહ્યું હતું, કે **'ક્રાંતિકારી સેના અને કામચલાઉ આઝાદ હિન્દ સરકારની સ્થાપનાની સાથે મારા જીવનનાં બે મહાન સ્વપ્ન મૂર્ત થયાં છે. ત્રીજું સ્વપ્ન હજી પૂરું થવું બાકી છે. એ છે મારા દેશની આઝાદીને માટે યુદ્ધ અને આઝાદીની પ્રાપ્તિ. યુદ્ધની ભાષાનો પ્રયોગ અમે કેવળ આંદોલનને માટે જ નથી કરતા. અમારા મનોરથોને અમારાં કાર્યો દ્વારા પરિપૂર્ણ કરીને જંપીશું.'**

નેતાજીના જીવનના આ ત્રીજા મહાન સ્વપ્નની પૂર્તિ માટે થયેલા પ્રયત્નોની જ કહાણી હવેના પ્રકરણોમાં આલેખાઇ છે

▼

૮

# ચલો દિલ્લી

'ભારતમાતા અને એના આડત્રીસ કરોડ સંતાનોને આઝાદ
વા માટે હું સુભાષચંદ્ર બોઝ, જીવનના અંતિમ શ્વાસ સુધી, સ્વતંત્રતાનું
ા પવિત્ર યુદ્ધ ચાલુ રાખવાની પ્રતિજ્ઞા, ઇશ્વરને સાક્ષી તરીકે રાખીને,
ું છું. હું બીજી આ પણ પ્રતિજ્ઞા કરું છું કે સદાસર્વદા હું મારી
તને હિન્દુસ્તાનનો એક સેવક માનતો રહીશ. મારા દેશના આડત્રીસ
ડ ભાઇબ્હેનોના કલ્યાણની સિદ્ધિ જ મારા જીવનનું વ્રત અને
થી મોટું કર્તવ્ય રહેશે. આઝાદી મેળવીને પછી એનું રક્ષણ કરવા
ટે મારા જીવનને ન્યોછાવર કરવાને હું સદૈવ તત્પર રહીશ.'
ાઝાદ હિન્દની પવિત્ર ભાવનાને મૂર્ત રૂપ આપવાનો દૃઢ સંકલ્પ
તાં, જેની સાથે 'ચલ્લો દિલ્લી'ના સૂત્રનું ઉચ્ચારણ કરવામાં આવ્યું
ં. તે પવિત્ર પ્રતિજ્ઞા તે આ. ૧૯૪૩ ની ૨૧ મી ઓકટોબરે સાડા દસ
યે, આઝાદ હિન્દ સંઘ તરફથી દાઇ તોઓ ગેકીજોમાં બોલાવાયેલા
તેહાસિક સંમેલનમાં નેતાજીએ અઝાદ હિન્દ સરકાર કાયમી
આપવાની જાહેરાત કરતાં, હિન્દુસ્તાનને વફાદાર રહેવાની આ
ાજ્ઞા કરી હતી. આ સંમેલનમાં પૂર્વએશિયાના ખૂણેખૂણામાંથી

આવીને પ્રતિનિધિઓ એકઠા મળ્યા હતા. એ મેળાનો દેખાવ ગંભીર અને પ્રભાવી હતો. દોઢ કલાક સુધી નેતાજીનો જાદુભર્યો વાક્પ્રવાહ વહ્યા રહ્યો. લાખોની સંખ્યામાં એકઠી થયેલી જનતા મંત્રમુગ્ધ જેવી, પથ્થરની મૂર્તિ બની રહી. સોગંદ લેતાં લેતાં નેતાજીનો કંઠ ભરાઈ આવ્યો. એમ જણાતુ હતું કે લાગણીના પ્રબળ વહેણુ સામે એઓ ટક્કર નહીં ઝીલી શકે. થોડીક વાર ચારે પાસ શાંતિ ને ખામોશી છવાઇ ગઇ. એનો ભંગ કરતાં, નેતાજીએ ગંભીર, સ્થિર, અને દૃઢ શબ્દોમાં પ્રતિજ્ઞાનો બાકીનો ભાગ વાંચ્યો. ચારે તરફ શાંતિ, નિઃસ્તબ્ધતા અને ખામોશી છવાઇ હોવા છતાં એમ લાગતું હતું, કે નેતાજીની સાથેસાથે સમગ્ર જનતા પણુ એ પ્રતિજ્ઞા વાંચી રહી હતી. આઝાદ હિન્દ સરકારના બધા સભ્યોએ વારેવારે એનો પાઠ કર્યો. નેતાજીના અત્યન્ત માર્મિક, ઓજસ્વી ભાષણુ અને 'જય હો, જય હો'ના રાષ્ટ્રીય ગાન સાથે આ ભવ્ય, મહાન અને ઐતિહાસિક સમારંભ પૂરો થયો વચમાં આકાશ જય જયકારના નાદોથી ગુંજી ઊઠતું હતું. 'સુભાષબાબુ કી જય', 'આઝાદ હકુમત કી જય', 'આઝાદ હિન્દ કી જય,' અને 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ના નાદોથી છેવટે તો આકાશ જાણે ફાટી પડ્યું! સોગંદવિધિ પૂરો થયા પછી, નીચેનું ઘોષણાપત્ર વંચાયું:

"બંગાળમાં અંગ્રેજોને હાથે પહેલી વાર ૧૭૫૭માં હાર ખાધા પછી, હિન્દની જનતા લાગલાગટ એક શતાબ્દી સુધી કઠોર અને ભયંકર યુદ્ધો કરતી રહી. એ દિવસોનો ઇતિહાસ અપૂર્વ વીરતા અને આત્મત્યાગના ઉદાહરણોથી ભર્યો પડ્યો છે. અને એ ઇતિહાસનાં પૃષ્ઠો પર, બંગાળના સિરાજુદ્દૌલા અને મોહનલાલ, દક્ષિણ હિંદના હૈદરઅલી, ટીપુસુલતાન, અને વેલુથમ્પી, મહારાષ્ટ્રના અપ્પા સાહેબ ભોંસલે અને પેશવા બાજીરાવ, અયોધ્યાની બેગમો, પંજાબના સરદાર શ્યામસિંહ અટારીવાલા અને એમની સાથે ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ, તાતિયા ટોપી, ડુમરાવના મહારાજ કુંવરસિંહ અને નાનાસાહેબ

વગેરે યોદ્ધાઓનાં નામ હમેશને માટે સુવર્ણાક્ષરોએ લખેલાં છે. આપણી કમનસીબીની વાત છે કે અંગ્રેજો સમસ્ત ભારતવર્ષને મહાન સંકટ રૂપ છે, એનો અનુભવ આપણા પૂર્વજોને થયો નહીં, ને એમણે એ શત્રુનો સંગઠિત રૂપે સામનો ન કર્યો. છેવટે, જ્યારે હિન્દની જનતાને વાસ્તવિક સ્થિતિનું જ્ઞાન થયું, ત્યારે એ હાથ મિલાવી આગળ વધી. અને સન ૧૮૫૭માં બહાદુરશાહના નેતૃત્વ હેઠળ હિંદીઓએ સ્વતંત્ર જનતાના રૂપમાં છેવટની લડાઇ ખેલી લીધી !

"આ યુદ્ધના આરંભના કાળમાં હિન્દીઓને કેટલીક મોટી સફળતા મળી. પણ દુર્ભાગ્ય અને દોષપૂર્ણ નેતૃત્વને અંગે એમનો છેવટે પૂર્ણ પરાજય થયો અને દાસત્વ સ્વીકારવું પડ્યું. છતાં પણ ઝાંસીની રાણી, તાતિયા ટોપી, કુંવરસિંહ અને નાનાસાહેબ જેવા યોદ્ધા આજે પણ રાષ્ટ્રીય ક્ષિતિજ પર અમર તારકોની માફક દેદીપ્યમાન છે, ને આપણા હૃદયમાં ત્યાગ તથા વીરતાનાં મહાનતર કાર્યો કરવાની પ્રેરણા ભરી રહ્યાં છે.

"૧૮૫૭ પછી, અંગ્રેજોએ લોકોને જબરજસ્તીથી નિઃશસ્ત્ર કરીને અત્યંત નિર્દયતાથી પાશવી અત્યાચાર કરીને એવો ઘોર ત્રાસ ફેલાવી દીધો કે કેટલાક સમય સુધી હિન્દી જનતા દબાઇ રહી, પરંતુ ૧૮૮૫ માં હિન્દી કોંગ્રેસના જન્મ સાથે જ એક નવી જાગૃતિનો પ્રાદુર્ભાવ થયો. ૧૮૮૫ થી માંડીને ગત વિશ્વવ્યાપી યુદ્ધના અંત સુધી, હિન્દી જનતાએ પોતાની ગુમાવેલી સ્વતંત્રતાને ફરી પ્રાપ્ત કરવાની ચેષ્ટામાં બધા ઉપાયો કરી જોયાઃ પ્રચાર કર્યો, અંગ્રેજી માલનો બહિષ્કાર કર્યો; ત્રાસવાદ અને વિપ્લવથી કામ લીધા પછી, છેવટે સશસ્ત્ર ક્રાંતિ પણ કરી. થોડો સમય આ બધા પ્રયાસો નિષ્ફળ ગયા. છેવટે ૧૯૨૦ માં જ્યારે હિન્દી જનતા પરાજયથી નિરાશ થઇ નવો ઉપાય શોધવનો પ્રયાસ કરી રહી હતી, ત્યારે મહાત્મા ગાંધી, અસહકાર અને સવિનયભંગનું નવું શસ્ત્ર લઇને આગળ આવ્યા.

'એની પછી વીસ વર્ષ સુધી, હિંદીઓ પ્રબળ દેશભક્તિ સાથે કામ કરતા રહ્યા સ્વતંત્રતાનો સંદેશ ભારતવર્ષના ઘરેઘરમાં પહોંચાડવામાં આવ્યો જાતઅનુભવે, જનતા સ્વતંત્રતા માટે કષ્ટ ઉઠાવવાનું, ત્યાગ કરવાનું, ને મરી ખૂટવાનું શીખી ગઇ કેન્દ્રથી માંડીને દૂર દૂરના ગામડાઓ સુધી જનતા રાજનૈતિક સંગઠનના એક દોરામાં પરોવાઇ ગઇ આ રીતે હિન્દીઓએ માત્ર પોતાની રાજનૈતિક ચેતના પાછી મેળવી એટલું જ નહીં, પણ એમણે પોતાનું રાજનૈતિક અસ્તિત્વ પણ મેળવી લીધું. હવે એ એક સ્વરે બોલી, અને સંગઠિત ઇચ્છાથી પ્રેરાઇ, પોતાના સમાન ધ્યેયને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરી શકતી હતી ૧૯૩૭ થી ૧૯૩૯ સુધીમાં આઠ પ્રાંતોના કોંગ્રેસી મંત્રીમંડળો દ્વારા એણે એ પણ સાબિત કરી આપ્યું કે પોતાનું રાજ્ય ચલાવવાની કાબેલિયત પણ એનામાં છે

"આ રીતે ચાલુ વિશ્વયુદ્ધનો આરંભ થતા પહેલા જ હિન્દુસ્તાનની સ્વતંત્રતાની અંતિમ લડાઇને માટે ભૂમિકા તૈયાર થઇ ચૂકી હતી. આ યુદ્ધમાં જર્મનીએ પોતાના સાથીઓની સહાયતા વડે યુરોપમાં પોતાના શત્રુ પર વિનાશક પ્રહાર કર્યો છે આ બાજુ, પૂર્વ એશિયામાં જાપાને પોતાના મિત્રોની સાથ, આપણા શત્રુ પર ભીષણ આઘાત કર્યા છે. પરિસ્થિતિના આવા સુખદ યોગને કારણે આજે હિન્દીઓની સામે પોતાની મુક્તિ પ્રાપ્ત કરવાનો, અદ્‌ભુત અવસર આવી ઊભો છે

'વર્તમાન ઇતિહાસમાં પહેલી વાર પરદેશમાં રહેતા હિન્દીઓમાં પણ રાજકીય જાગૃતિ અને ચેતના આવ્યા છે અને એ લોકોમાં પણ સંગઠનની ભાવના જાગી છે. એ લોકો પોતાના દેશવાસી બંધુઓની સાથે હૃદયથી હૃદય મેળવીને વિચાર અને અનુભવ કરી રહ્યા છે એટલું નહિ, પણ કદમ સાથે કદમ ઉપાડી સ્વતંત્રતાના પથ પર આગળ વધી રહ્યા છે. વિશેષ તો પૂર્વએશિયામાં ૨૦ લાખથી વધુ હિન્દીઓ અગ્નિશાળી યુદ્ધમાં સમ્મિલિત થયા છે, ને એમની દૃષ્ટિ સમક્ષ પૂર્ણ સૈનિક જીવનનું ધ્યેય છે 'આગે બઢો' ચલો દિલ્હી નો પોકાર

જેમના કંઠમાંથી નીકળી રહ્યો છે, એવો આઝાદ હિન્દ ફોજનો સંગઠિત સમૂહ એમની નજર સામે ઊભો છે.

"બ્રિટિશ રાજ્યે પોતાના દંભ આડંબરની હિન્દીઓને નિરાશ કરી દીધા છે એમને લૂંટીઝૂંટીને ભૂખ અને મોતની નાગચૂડમાં જકડી લીધા છે. આ રીતે એમણે પોતાના તરફનો હિન્દીઓના વિશ્વાસ અને સદ્‌ભાવના ગુમાવી દીધા છે એટલું જ નહીં, પણ આજે એ ડામાડોળ સ્થિતિમાં છે. આ દુ:ખદ રાજ્યના અંતિમ અવશેષને નષ્ટ કરવા માટે એક ચિનગારીની માત્ર ખોટી છે એ ચિનગારી નગાડવાનું જ આઝાદ હિન્દ ફોજનું કર્તવ્ય છે આ ફોજને હિન્દની નાગરિક જનતા અને બ્રિટિશ અધિકારમાં કામ કરનારાઓ હિન્દી ફોજના સૈનિકો તરફથી ઉત્સાહપૂર્ણ સહકારનું વચન મળ્યું છે એમને પોતાના અજેય વિદેશી મિત્રોનો પણ સાથ છે આ સૌથી વિશેષ એમને પોતાની શક્તિ પર પણ પૂર્ણ શ્રદ્ધા છે આ માટે એને સંપૂર્ણ વિશ્વાસ છે કે એ પોતાનું ઐતિહાસિક કાર્ય અવશ્ય પૂરું કરશે

"આજે સ્વતંત્રતાનો ઉષ:કાલ સમીપ છે ત્યારે હિન્દીઓનું કર્તવ્ય છે કે તેઓ પોતાની કામચલાઉ સરકાર રચે અને એ સરકારના ઝંડા નીચે પોતાના આખરી યુદ્ધનો આરંભ કરે સમસ્ત હિન્દી નેતાઓ કારાગારના સળિયા પાછળ હોય અને જનતાને નિ:શસ્ત્ર બનાવી દેવામાં આવી હોય ત્યારે દેશની અંદર મઠ એવી સરકારની સ્થાપના કરવી અને એની દેખરેખ હેઠળ સશસ્ત્ર યુદ્ધનો પ્રારંભ કરવો સંભવિત નથી એટલે આ પૂર્વએશિયાના આઝાદ હિન્દુસ્તાન સંઘનું કર્તવ્ય છે કે એ આઝાદ હિન્દુસ્તાનની કામચલાઉ સરકારના નિર્માણનું કાર્ય પોતાના હાથમાં લે અને સંઘદ્વારા સ્થાપિત થયેલી આઝાદ હિન્દ ફોજની મદદ વડે સ્વતંત્રતાનો આખરી સંગ્રામ ખેલવાનું બીડું ઉઠાવે

'પૂર્વએશિયાના આઝાદ હિન્દુસ્તાન સંઘદ્વારા આઝાદ હિન્દની કામચલાઉ સરકારને સ્થાપી, આજે આપણે આપણા ઉપર આવેલી

જવાબદારીના સંપૂર્ણ ભાન સાથે, કર્તવ્યનું પાલન કરવા માટે આગળ વધીએ છીએ. માતૃભૂમિની મુક્તિના યુદ્ધની આપણે આ વેળાએ પરમ પિતા પરમાત્મા પાસે આશીર્વાદ માગીએ છીએ અને આપણાં અને આપણા સૈનિકોના જીવનને માતૃભૂમિના હિત તથા ઉન્નતિ માટે બલિદાનની વેદી પર અર્પણ કરીએ છીએ.

"કામચલાઉ સરકાર, હિન્દુસ્તાનમાંથી અંગ્રેજો તથા એમના મિત્રોને કાઢવા માટે એની વિરુદ્ધ સંગ્રામ ખેલશે. એની પછી, એનું કાર્ય, સ્વતંત્ર ભારતમાં આમ જનતાના સહકારથી સ્થાયી રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરવાનું રહેશે. અંગ્રેજોના અને એમના મિત્રોના પરાજય થઇ ગયા પછી, સ્થાયી રાષ્ટ્રીય સરકાર સ્થપાય ત્યાં સુધી કામચલાઉ સરકાર જ જનતાના હિત માટે હિંદમાં રાજ્યવ્યવસ્થા કરતી રહેશે.

"આ સરકાર દરેકે દરેક હિન્દવાસીની વફાદારીની હકદાર છે, અને દાવાદાર છે. સર્વને ધાર્મિક સ્વતંત્રતા, સમાન અધિકાર અને સમાન તક આપવાની એ ઘોષણા કરે છે સાથે સાથે એ પણ જાહેરાત કરે છે, કે સમસ્ત દેશ અને એના દરેક પ્રદેશના લોકોની સુખસમૃદ્ધિ માટે પ્રયત્ન કરવાનો એણે દૃઢ સંકલ્પ કર્યો છે. દેશના સર્વ લોકોને એ સમાન લેખશે અને વિદેશી સરકારે, પોતાની ચાલાકીથી ભૂતકાળમાં જે મતભેદ પેદા કર્યો છે, એને સંપૂર્ણ રીતે દૂર કરી દેશે.

"જેમણે આપણે એક રાષ્ટ્રનું રૂપ આપ્યું છે એ પૂર્વજોને તથા ભગવાનને સાક્ષીએ રાખીને, તથા જેમણે વીરતા અને બલિદાનની એક પરંપરા આપણે ત્યાં ઊભી કરી છે, એ શહીદોના નામ પર, દેશવાસીઓને આવાહન કરીએ છીએ કે એઓ આજે પોતાના દેશની સ્વતંત્રતાને માટે યુદ્ધ કરવા, આ ઝંડા નીચે આવીને ઊભા રહે. અમે એમને આમત્રીએ છીએ કે એઓ અંગ્રેજી સત્તા અને એના સાથીઓની વિરુદ્ધ આ અંતિમ સંગ્રામ શરૂ કરી દે;

પોતાના વિજયમાં વિશ્વાસ રાખીને, જાનની બાજી માંડી દે. ને જ્યાં સુધી પોતાના શત્રુઓને દેશની બહાર હાંકી ન કાઢે ને આ રીતે ભારતને ફરી આઝાદ ન કરે, ત્યાં સુધી એ યુદ્ધ ચાલુ રાખે.

આઝાદ હિન્દની કામચલાઉ સરકાર તરફથી એના પર નીચેના અધિકારીઓના હસ્તાક્ષરો છેઃ—

સુભાષચન્દ્ર બોઝ, રાષ્ટ્રના પ્રધાન, યુદ્ધ અને પરરાષ્ટ્ર વિભાગના મંત્રી; કેપ્ટન કુમારી લક્ષ્મી, મહિલા સંગઠન વિભાગ; એસ. એ. અય્યર, પ્રકાશન અને પ્રચાર વિભાગ; લેફ્ટનંટ કર્નલ એ. સી. ચેટરજી, અર્થ વિભાગ; લેફ્ટનંટ કર્નલ અજીજ એહમદ, લેફ્ટનંટ કર્નલ એસ. એસ. ભગત, લેફ્ટનંટ કર્નલ જે. કે. ભોંસલે, લેફ્ટનંટ કર્નલ ગુલઝારાસિંહ, લેફ્ટનંટ કર્નલ એમ. ઝેડ. કિયાની, લેફ્ટનંટ કર્નલ એ. ડી. લોકનાથન, લેફ્ટનંટ કર્નલ અહુસાન કાદીર, લેફ્ટનંટ કર્નલ શાહનવાઝ, સેનાના પ્રતિનિધિ; એ. એમ. સહાય, સેક્રેટરી મંત્રીના અધિકારે; રાસબિહારી બોઝ પ્રધાન સલાહકાર, કતમ ગ્નાની, દેવનાથ દાસ, ડી. એમ. ખાન, એ. યલ્લાપા, જે. થીવી, સરદાર ઇશ્વરસિંહ સલાહકાર; એ. એન. સરકાર, કાનૂની સલાહકાર.

આ સર્વેએ ઉપર્યુક્ત પ્રતિજ્ઞા પણ લીધી. આ આઝાદ હિન્દ સરકાર હેઠળ ઊભી કરવામા આવેલી આઝાદ હિન્દ ફોજનાં દ્વાર યુદ્ધકેદી સૈનિકોને માટે જ નહીં, પરંતુ નાગરિકો અને સ્ત્રીઓ તથા બચ્ચાંઓ માટે પણ ખુલ્લાં રાખવામાં આવ્યાં હતાં. તુરત જ સૈનિકોની સંખ્યા ચાલીશ હજાર પર પહોંચી ગઇ. શસ્ત્રસરંજામ ઓછો હોવાથી, આનાથી વધુ સૈનિકોની ભરતી ન થઇ શકી. સેનામાં અરધી સંખ્યા હિન્દી સેનાના અફસરો તથા સૈનિકોની હતી અને બાકીની સેના નાગરિકોમાંથી ઊભી કરવામાં આવી હતી. સેનાના સંગઠનના મુખ્ય વિભાગ નીચે પ્રમાણે હતાઃ—

૧ સદર મુકામ
૨ હિન્દુસ્તાની ફીલ્ડ ગ્રૂપ

૩ શેરદિલ ગેરિલા ગ્રૂપ
૪ ખાસ સેના ગ્રૂપ
૫ જાસૂસ વિભાગ ગ્રૂપ
૬ રિઇન્ફોર્સમેન્ટ ગ્રૂપ

હિન્દુસ્તાની ફીલ્ડ ગ્રૂપમાં નંબર ૧, ૨, ૩ પાયદળ પલટણ, નંબર ૧ ભારી તોપખાના પલટણ, નંબર ૧ એન્જિનિયરિંગ કંપની, નંબર ૧ સિગ્નલ કંપની, નંબર ૧ તબીબી કંપની અને નંબર ૧ ટ્રાન્સપોર્ટ પલટણ વગેરે સામેલ હતી શેરદિલ ગેરિલા ગ્રૂપમાં, ગાંધી ગેરિલા પલટણ, આઝાદ ગેરિલા પલટણ, અને નેહરૂ પલટણ હતી નેતાજી શોનાન આવ્યા ત્યારપછી બે ત્રણ મહિના બાદ ૧૯૪૩ના નવેમ્બરમા સુભાષ ગેરિલા પલટણના નામથી એક બીજી પલટણ શરૂ કરવામા આવી. મહિલાઓની પલટણનુ નામ "ઝાંસીની રાણી પલટણ" રખાયું. આ બધી પલટણોનું એક ડિવિઝન બનાવાયું. પછી બીજું અને ત્રીજું ડિવિઝન પણ ખડુ થયુ. નંબર ૨ ડિવિઝનમા યુદ્ધકેદી લશ્કર તથા નાગરિક લશ્કર બેઉ સામેલ હતા અને નંબર ૩ ડિવિઝનમા મોટે ભાગે આખી નાગરિક ફોજ જ હતી. આમાના મોટા ભાગને મલાયાથી ત્યાની આઝાદ હિંદ સંઘે ભરતી કર્યો હતો. મલાયાથી વીસ હજાર કરતા પણ વધુ સૈનિકો મળ્યા હશે, અને એક હજાર મહિલા સૈનિકો તૈયાર કરવાનો પણ નિશ્ચય થયો હતો. શોનાન, થાઈલેંડ અને બ્રહ્મદેશમા ત્રણ છાવણીઓ મહિલા સૈનિકોની તાલીમ માટે સ્થાપવામા આવી હતી. નેતાજીની ઇચ્છાથી ૮ થી ૧૨ વર્ષ સુધીના બાળકોની એક "બાળક સેના" ઊભી કરવામા આવી હતી આ નાજુક સુકુમાર બાળકો પીઠ પર સુરંગ બાંધીને દુશ્મનના માર્ગમાં સૂઇ જતાં અને એમની રણગાડીઓ નીચે ચગદાઇ જતા, સુરંગો ફૂટતાં રણગાડીઓના ભુક્કે ભુક્કા ઊડી જતા. નેતાજીએ સાહસની કેવી પ્રેરણા આપી હતી! આવા બાળકોનાં માતપિતા પણ ખુદ સાહસની મૂર્તિ જ બની ગયા હતાં. આઝાદ હિન્દ ફોજના અફસરોએ

બ્રહ્મદેશીઓને પણ લશ્કરી તાલીમ આપવાની વ્યવસ્થા કરી. જાપાનીઓ આની તો કશી ગણતરી જ ન કરતા.

આઝાદ હિન્દ ફોજની પહેલી ટુકડીએ ૧૯૪૩ ની ૨૭ ડિસેમ્બરે રંગૂનમાં સદર મુકામ કાયમ કરવાને માટે, શોનાનથી બ્રહ્મદેશ તરફ કૂચ કરી. ૨૧ મી જાનેવારીએ હિન્દુસ્તાન પર આક્રમણ કરવાની યોજના ઘડાઇ. ૧૯૪૪ ની ૪ થી ફેબ્રુઆરીનો દિવસ મોરચા પર કૂચ કરવાને માટે નિયત થયો. હોસ્પિટલમાં ઘાયલોની સેવાસુશ્રૂષા માટે વ્યવસ્થા કરાઇ અને 'ઝાંસીની રાણી પલટણ'ની સ્ત્રી સૈનિકાને ત્યાં સેવાકાર્ય કરવા માટે મુકરર કરવામાં આવી. પરંતુ, એમનામાં અસંતોષ અને રોષની આગ ભભૂકી ઊઠી. એમને લશ્કરી તાલીમ આપવાનો ઉદ્દેશ આ તો નહોતો જ. એમની સામે ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનો આદર્શ મૂકવામાં આવ્યો હતો. સેવાકાર્ય સંભાળ્યા પછી, પલટણની સ્ત્રીસૈનિકાની એક સભા ૧૯૪૪ની ૧૫ મી માર્ચે ભરાઇ. નેતાજી પર એક નિવેદન પત્ર લખી મોકલવામાં આવ્યું ને એના પર લોહીના હસ્તાક્ષર કરવામાં આવ્યા. એમાં લખ્યું હતું કે, 'અમે પણ બતાવવા માગીએ છીએ કે ભારતમાતાની આઝાદીને માટે અમારો પ્રાણ ન્યોછાવર કરવાનો અમે પણ દૃઢ સંકલ્પ કર્યો છે. લશ્કરી તાલીમ આપ્યા બાદ અમને સામાન્ય પરિચારિકાઓ બનાવી દેવી એ ઇચ્છનીય નથી. શોનાનમાં ઝાંસીની રાણીના જન્મદિન નિમિત્તે, ૧૯૪૩ ની ૧૨ મી ઓક્ટોબરે સ્ત્રીસૈનિક છાવણીનું ઉદ્‌ઘાટન કરતી વેળા, અમને વિશ્વાસ સાથે કહેવામાં આવ્યું હતું કે અમને મોરચા પર મોકલવામાં આવશે. આ માટે, અમારી વિનંતી છે કે અમને તુરત મોરચા પર જવા દેવાની અનુમતિ આપવામાં આવે.' ૨૨ મી માર્ચે આવી અનુમતિ મળી ગઇ અને ઝાંસીની રાણી પલટણે પણ 'ચલો દિલ્લી'ના મોરચા પર પ્રયાણ કરી દીધું.

આ વખતે બ્રહ્મદેશમાં વીસ હજાર સૈનિકો હતા. ૨૨ મી માર્ચ સુધીમાં માત્ર દસ હજારને આગળ વધવાની તક મળી હતી. એમાં

પણ પાંચ હજાર બરોબર સામેના મોરચા પર હતા અને એમને પણ થોડી ટુકડીઓમાં વહેંચી નાખવામાં આવ્યા હતા. તામ્મ, કોહિમા, પલેલ, અને ટિડિમ વગેરે લગભગ બાર સ્થાનો પર, આ પાંચ હજાર સૈનિકોને વિખેરી દેવામાં આવ્યા. આ દસ કે પાંચ હજાર સિવાય, કેટલાક સૈનિક સીધા સિંગાપોર અને બ્રહ્મદેશથી પણ મોરચા પર પહોંચ્યા હતા. હિન્દુસ્તાનથી આવીને પણ ઘણા સામેલ થયા હતા. આ રીતે, સૈનિકોની સંખ્યા વસ્તુતઃ પાંચ દસ હજારથી ઘણી મોટી હતી. આ સૈનિકોને એક જ મોરચા પર આક્રમણ કરવાની તક આપવાની જરૂરત હતી.

મોરચા પર કૂચ કરનારી પલટણો નીચે મુજબ હતી:—

૧ **ગાંધી પલટણ**, સેનાપતિ–કર્નલ ઇનાયત કયાની; ૨૮૦૦ સૈનિક.

૨ **આઝાદ પલટણ**, સેનાપતિ–કર્નલ ગુલમારાસિંહ; ૨૮૦૦ સૈનિક.

૩ **નહેરૂ પલટણ**, સેનાપતિ–કર્નલ ગુરુબખ્ષસિંહ ધીલન;
૩૦૦૦ સૈનિક.

૪ **સુભાષ પલટણ**, સેનાપતિ–કર્નલ શાહનવાઝખાં;
૨૨૦૦ સૈનિક.

૫ **ઝાંસી રાણી પલટણ**, સેનાપતિ–કર્નલ ડૉ. લક્ષ્મી;
૨૦૦૦ સ્ત્રી સૈનિકો.

૬ **બાલસેના**, ૮ થી ૧૨ વર્ષ સુધીનાં બાળકો આમાં સામેલ હતાં.

ઝાંસીની રાણી પલટણની સ્ત્રી સૈનિકો જ્યારે જંગલો ખૂંદતી અને પહાડો વટાવતી કૂચ કરતી જઇ રહી હતી, ત્યારે ગામનાં લોકોમાં તો એક પ્રકારનું કુતૂહલ પેદા થઇ ગયું. અત્યંત આશ્ચર્ય સાથે એ લોકો એમને જોતાં ને ચકિત થઇ જતાં. સ્ત્રીસૈનિકોની તો એમણે કદી કલ્પના પણ નહીં કરેલી! સવારના ત્રણ વાગે ગાઢ અંધકારમાં જંગલની ઝાડીઓ અને ટેકરીઓ પસાર કરતી, કાંટા કાંકરાથી પથરાયેલી પગદંડીઓ વટાવતી આ વીરાંગનાઓ ચૂપચાપ આગેકૂચ

કરી રહી હતી. એક ટેકરી પર મોરચો બાંધવામાં આવ્યો. અંગ્રેજ સેના ભાગ્યે જ એક માઇલ પર હશે. આઝાદ હિન્દ ફોજની ઝાંસીની રાણીની પલટણની સ્ત્રીસૈનિકો ટેકરી પર હશે એવી તો એને કદી કલ્પના પણ નહોતી. એ જેવી ઝાડીઓમાં પ્રવેશી કે તુરત ગોળીઓ છૂટવી શરૂ થઈ ગઇ. બે વાર તોપો છૂટી. સ્ત્રીસૈનિકોએ સામા પક્ષના સૈનિકોને મહાત કરી દીધા. 'ઇન્કિલાબ ઝિંદાબાદ' 'આઝાદ હિન્દ ઝિંદાબાદ' 'જય હિન્દ' 'ચલો દિલ્લી'નાં સૂત્રોથી ટેકરીઓ ગાજી ઊઠી. પહેલી જ ટક્કરમાં સ્ત્રીઓએ શત્રુને ભોંય ભારે કરી દીધી. કહે છે કે સોળ કલાક સુધી એમણે અંગ્રેજ લશ્કરનો સામનો કર્યો. પોતાની વીરતા અને સાહસવૃત્તિની એમના પર છાપ પાડી દીધી. એમણે ઘૂંટણ ટેકવી દીધા. જબરી હાનિ ઉઠાવીને પણ એમણે એ લોકોને પીઠ બતાવી ભાગતા કરી દીધા. આ લડાઈ બરોબર બ્રહ્મદેશ અને હિન્દુસ્તાનની હદ પર જ ખેલાઈ હતી. વિજય પછી, આઝાદ સૈનિકોએ ગર્વની સાથે ભારતભૂમિમાં પ્રવેશ કર્યો. ૧૮ મી માર્ચે પ્યારી જન્મભૂમિની સીમામાં પ્રવેશ કરતાં, ભારતમાતાને સૈનિકોએ સાષ્ટાંગ નમસ્કાર કર્યા અને એની ધૂળને પોતાના માથા પર ચડાવી, જાતને ધન્ય માની. એ દૃશ્ય અદ્ભુત, અલૌકિક, સ્વર્ગીય હતું! ભારતમાતાની ચરણરજ હાથમાં લઇને યુદ્ધમાં પીઠ ન દેખાડવાની અને એને આઝાદ કર્યા સિવાય ન જંપવાની એમણે ત્યાં પ્રતિજ્ઞા લીધી.

૨૧ મી મે સુધી પ્રમ્ફાલને ઘેરો ઘલાયો હતો. મોરાહ અને કોહિમા વગેરેનાં અનેક ગામ આઝાદ હિન્દ ફોજના હાથમાં પડી ચૂક્યા હતાં. નાગરિકોમાંથી ભરતી થયેલ સૈનિકોએ પણ જે સાહસ, સામર્થ્ય, વીરતા, ને ધીરતાનો પરિચય કરાવ્યો તે પણ વિસ્મયજનક ને અદ્ભુત હતો. એમણે બતાવી આપ્યું કે જે લોકોને માત્ર કારકુની કામમાં ગોંધી રાખ્યા હતા, તે કેવા સૈનિક બની શકતા હતા, અને સૈનિકોની માફક યુદ્ધમાં રંગે ઘૂમી શકતા હતા. સામે

મોએ એમની સાથે લડાઇમાં સામને કરવે એ લગભગ અસંભવિત થઈ પડ્યું હતું. હિન્દુસ્તાનની સીમામાં પ્રવેશ કર્યા પછી, જાપાની સેનાપતિએ સ્વતંત્ર થયેલા પ્રદેશ પર આઝાદ હિન્દ સરકારના અધિકારની અને નેતાજીએ એમાં પોતાની હકુમતની સ્થાપનાની જાહેરાત કરી. મણીપુરના આ પ્રદેશમાં આઝાદ હિન્દ દળે નંબર ૧ ડિવિઝનના સેનાપતિ મેજર એમ. ઈ. કિયાનીના આદેશથી ત્યાંના રાજની વ્યવસ્થા કરી. બિસનપુરમાં આઝાદ હિન્દ દળ તરફથી રાજવહીવટ કરનાર કેપ્ટન એસ. એ. મલ્લિક હતા. મોરાહથી પલેલ સુધી, કોહિમામાં લગભગ ૧૫૦૦ માઇલ પર આઝાદ હિન્દ સરકારને કબજો થઈ ગયો હતો. આ ક્ષેત્રમાં સૌથી પહેલાં પ્રવેશ કરવાવાળી કેપ્ટન શાહનવાઝની "સુભાષ પલટણ" હતી. આ જિતાયેલ પ્રદેશમાં રાજવહીવટ કરવાને અને સરખું સંચાલન કરવા માટે આઝાદ હિન્દ દળનું સંગઠન કરવામાં આવ્યું હતું. આ દળની ટુકડીઓ લશ્કરની પાછળ પાછળ ચાલતી જતી ને સ્વાધીન થયેલા પ્રદેશ પર પોતાની સરકાર સ્થાપતી જતી હતી.

આ યુદ્ધની પૂરેપૂરી વિસ્તૃત કહાણી તો કોણ જાણે કોણ ને કયારે લખશે, પરંતુ કેટલીક મનોરંજક વાતો તો આજે પણ સાંભળવામાં આવે છે. ઇમ્ફાલ મોરચા પરની એક ઘટના ખરેખર મનોરંજક છે. સામે અંગ્રેજ લશ્કરની હિંદી સેના ઊભી હતી; આઝાદ સેનાના સૈનિકોએ ઊંચા ઝાડ પર, લખીને પાટિયું ટાંગી દીધું કે, 'આવો. અમારી સાથે હાથ મિલાવીને દેશની આઝાદી માટે યુદ્ધ કરો.' સામેના સિપાહીઓએ જવાબમાં લખીને ટાંગ્યું કે, 'તમે જાપાનના ગુલામ છો; તમારી પાસે ખાવાનું નથી. આવો, અમારી સાથે જોડાઇ જાઓ. તમને પેટપૂરતું ખાવાનું મળી રહેશે.' આઝાદ સૈનિકોએ ગર્વ અને ગૌરવથી ફરી લખ્યું કે, 'અમે જાપાનના ગુલામ નથી. અમે સુભાષ બોઝના હુકમથી લડીએ છીએ; ભોજનની શી વાત કરો છો? ગુલામીના ઘી અને લોટ કરતાં આઝાદીનું ઘાસ અધિક દરજ્જે સારું છે!' "આઝાદ સૈનિકોએ 'સર પર ત્રિરંગી ઝંડાનું ગાન શરૂ કરી દીધું,

અને બીજી બાજુથી પ્રચંડ તાળીઓના અવાજથી એમનું સ્વાગત કરવામાં આવ્યું તરત એ પનટણને ત્યાંથી ખસેડી લેવામાં આવી, ને અંગ્રેજ પનટણને નાસીને ત્યાં ઊભી રાખવામાં આવી.

પનેનના હવાઇ મથકો પર લશ્કરી મુકામ પડયો હતો એમ ખબર મળી હતી કે અરધી રાતે એના પર આક્રમણ કરવું પડશે આઝાદ સૈનિકોની પાસે રેશન ખૂટયું જંગલનાં ઝાડનાં મૂળિયાં અને ઝાડીઓના ફળફૂલો ઉપરાંત થોડા ચોખાથી જેમ તેમ કામ ચલાવવામાં આવતું હતું સેનાપતિએ, એક વાર રેશન આપવાની જાપાનીઓને વિનંતી કરી જાપાની સેનાપતિએ જવાબ વાળ્યો કે, અમારી પાસે પણ રેશન ઓછું છે, રાતે અમે જ્યાં હુમલો કરવાના છીએ ત્યાં ખાવાનું ઠીક ઠીક રાખેલું છે। એ સમયની રાહ જોતાં જોતાં ભૂખ્યા પડી રહેવું એ મુશ્કેલ હતું રાત પહેલાં, ખોરાકનો પ્રબંધ થવો જરૂરી હતો આઝાદ હિન્દ ફોજના સેનાપતિએ પોતાના સાથીઓને કહ્યું કે હવાઈ મથક પર હુમલો કરીને, ભોજન મેળવવા સિવાય, બીજો કોઇ ઉપાય નથી. જાપાનીઓને આપણે બતાવી આપવું જોઇએ કે અમે ખાલી પેટે પણ લડી શકીએ છીએ ને વિજય મેળવીને એમને માટે પણ ભોજનનો બંદોબસ્ત કરી શકીએ છીએ એમ થવું સંભવિત છે? 'જય હિન્દ'ના જયઘોષ સાથે લડાઇ કરવામાં આવી અને જોતજોતામાં હવાઇ મથક પર કબજો કરી લેવામાં આવ્યો વિજય, ભોજન અને સન્માન મેળવીને આઝાદ સૈનિકોના ગૌરવનો પાર ન રહ્યો

સુભાષબાબુ માત્ર નામના સિપેહસાલાર નહોતા પોતાની સેના સાથે એ પોતે મોરચા પર પહોંચી ગયા હતા મે જૂનના બેઉ મહિના એમણે મોરચા પર વિતાવ્યા હતા એમની હાજરીથી સૈનિકોમાં બમણો ઉત્સાહ આવી જતો એમ પણ કહેવામાં આવે છે કે ત્રણ વાર એમની જિંદગી માટે ભય ઉપસ્થિત થયેલો અને એમની હત્યા કરવા માટે કાવતરું પણ રચાયેલું, છતાં તેઓ સહેજમાં બચી જતા હતા

સૈનિકોમાં જે ઉત્સાહ, જોશ અને ઉમંગ ભર્યો હતો, તેનો પરિચય ૧૯૪૪ની ૨૨મી સપ્ટેમ્બરે શહીદ જતીનદાસની સ્મૃતિમાં ગોઠવાયેલા સમારંભમાંથી મળી રહે છે. રંગૂનનો જ્યુબિલિ હૉલ એવો ખીચોખીચ ભરાયેલો કે શ્વાસ લેવો પણ ભારે પડતો. શહીદોની પવિત્ર સ્મૃતિમાં અનેક ભાષણો થયાં. અમર શહીદ ભગતસિંહ, રાજગુરુ અને સુખદેવને, ઇન્કિલાબ ઝિંદાબાદનાં સૂત્રો બોલતાં થયેલી ફાંસીનું, ચન્દ્રશેખર આઝાદની વીરગતિનું, કુમિલ્લાના મેજિસ્ટ્રેટ પર ગોળી ચલાવનાર સુનીતિ અને શાન્તિની વીરતાનું, અને બંગાળના લાટસાહેબ પર કલકત્તાના પદવીદાન સમારંભ વેળા ગોળી ચલાવનારી વીણા દાસની બહાદુરીનું અનેક વક્તાઓએ ઓજસ્વી ભાષામાં વર્ણન કર્યું. લાહોર જેલમાં પ્રાણાર્પણ કરનાર વીરવર જતીનદાસના બલિદાનની પણ અમર કહાણી યાદ કરવામાં આવી. શ્રોતાઓની આંખો આંસુથી ઊભરાઇ રહી, ને કેટલાક તો ધ્રુસકાં મૂકી રડવા લાગ્યા. નેતાજીએ એમના મર્મસ્પર્શી ભાષણમાં દેશની આઝાદી માટે અપીલ કરતાં કહ્યું કે ભારતમાતા હવે આઝાદ થયા વિના નહીં રહે. પણ આઝાદી તો બલિદાન માગે છે તમારી શકિત, સંપત્તિ અને સર્વસ્વનું બલિદાન માગે છે. તમારાં આરામ, સુવિધા, ભોગવિલાસ, આમોદ પ્રમોદ, ધન સંપત્તિ બધું જ ક્રાંતિકારીઓની માફક ન્યોછાવર કરી દો. તમે તમારાં બાળકોને યુદ્ધ માટે સૈનિકો બનાવી દીધાં છે, પણ આઝાદીની દેવી એટલાથી જ સંતુષ્ટ નથી થતી એને તો એવા મસ્ત ને જાન ફેસાની કરનાર વિદ્રોહી સ્ત્રી પુરુષો જોઇએ છે, જે પોતાના જાનની શેતરંજ બિછાવી દે, જે હસતાં હસતાં મૃત્યુને આલિંગન કરી લે, અને જે પોતાના રકતની નદીમાં દુશ્મનોને ડુબાડી દે.

તમે ખૂન આપો, હું, તમને આઝાદી આપું ! આઝાદીનો એ જ પોકાર છે, ને એ જ માગણી છે." ને એકાએક હોલમાંથી સામટા અવાજો ઊઠયાઃ અમે તૈયાર છીએઃ લો અમારું ખૂન લો !

નેતાજીએ ભારે ગંભીરતાથી કહ્યું કે, "હું લાગણીઓના આવેશમાં તમારી પાસેથી કાંઇ કરાવવા માગતો નથી. હું માગું છું, કે

તમારામાંથી આવા વિદ્રોહીઓ આગળ વધે અને જાનફેસાનીના પ્રતિજ્ઞાપત્ર પર પોતાના હસ્તાક્ષર પાડે. આઝાદીની દેવીની બલિદાનવેદી પર મૃત્યુને ભેટવાનું આ આવેદનપત્ર છે." ને ફરી ખૂણે ખૂણામાંથી ઉત્તર આવ્યોઃ અમે તૈયાર છીએ.

"પણ મૃત્યુને ભેટવાનું આવેદનપત્ર સાધારણ શાહીથી નથી લખાતું. એને તો તમારે તમારા લોહીથી લખવું પડશે. જેનામાં એ સાહસ કરવાની તાકાત હોય તે આગળ આવે. માતૃભૂમિની મુક્તિ માટે હું મારી આંખોની સામે તમારા લોહીની મહોરછાપ મરાવવા માગું છું." નેતાજીનો ગર્જના કરતો અવાજ બોલ્યો.

સારીયે જનતા એકે પગે ઊભી થઈ ગઇ, અને એ માનવ મહેરામણમાં ત્યારે ભરતી ઓટ આવી ગઇ. પણ મંચની સામેનો ભાગ, સ્ત્રીઓએ ઘેરી લીધો, અને એમણે પુરુષો માટે, મંચ પર પહોંચવાનો માર્ગ એકદમ બંધ કરી દીધો. સત્તર સ્ત્રીઓએ સૌથી પહેલાં હસ્તાક્ષર આપ્યા. હોલના ખૂણેખૂણામાં હસ્તાક્ષરે અપાવા શરૂ થયા. મૃત્યુના આવાહનપત્ર પર પોતાના રુધિરના હસ્તાક્ષર પાડવાનું આ આંદોલન લગભગ એક કલાક સુધી ચાલુ રહ્યું. એ સમયના ઉત્સાહ અને મૃત્યુખત પર સહી કરવાની હોડ અને તાલાવેલી અજબ હતી. કેસરિયાં વસ્ત્ર પહેરી, મોતના મુખમાં ધસવાને, યુદ્ધક્ષેત્ર તરફ ધસતા રાજપૂતવીરોની પરંપરા જાણે હજી નષ્ટ નહોતી થઈ! આવા લોકોને માતાની મુક્તિથી કોણ વંચિત રાખી શકે? બ્રિટિશ સામ્રાજ્યની કબર ખોદાવવામાં હવે શી કમીના હતી?

આઝાદ હિન્દ ફોજના સૈનિકોએ કેવી દૃઢતાથી લડાઈના મેદાનમાં આગેકૂચ કરી હતી, એનો ખ્યાલ, કર્નલ ગુલમારાસિંહની ૨૮૦૦ સૈનિકોની 'આઝાદ પલટણ'ની એક ઘટનાથી આવે એમ છે. શત્રુના ગર્વના ચૂરા કરી દે એવી હિંમતથી આ સૈનિકો લડયા હતા. જ્યારે એમને પાછા ફરવાનો હુકમ મળ્યો, ત્યારે એમનામાં ખળભળાટ મચી ગયો. એવું લાગતું હતું કે જાણે ભારે મોટું રમખાણ મચી જશે.

એમણે કહ્યું કે "અમારા સિપેહસાલાર નેતાજીએ તો અમને દિલ્હી પહોંચવાનો હુકમ આપ્યો છે. અમને કહેવામાં આવ્યું છે કે કોઈપણ પરિસ્થિતિમાં અમારે પાછા ફરવાનું નથી. બીજા ડિવિઝનના ચાર મેજરો ડે, મદન, રિયાજ અને સરવર જેવાઓને આગળ કરીને અંગ્રેજો અમને ભુલાવામાં નાખે છે." સેનાપતિએ અને અફસરોએ એમને સમજાવ્યું કે, 'આપણો દારૂગોળો ખતમ થઇ ચૂક્યો છે; એક પણ મોટર કે લોરી બાકી રહી નથી; આપણું રેશન પણ ચિંદવીન પાર કરતી વેળા પૂરું થઇ ગયું છે ને મૂળિયાં પર ગમે તે પ્રકારે ગુજરાન કરીએ છીએ. આપણામાંના ઘણા બીમાર છે. મેલેરિયાનું જોર છે,અને દવાઓ લગભગ ખલાસ થઈ ગઈ છે. પાછા ફરવા સિવાય હવે બીજો કયો માર્ગ બાકી છે?' પણ સૈનિકોએ એમાંનું કાંઇ જ માન્યું નહીં. એમણે કહ્યું કે, "આજ સુધી અમે જેમ ઘાસપાંદડા પર ગુજારો કર્યો છે, તેમ જ હવે પણ આગળ પર કરી લઇશું. અમે કૂચ જારી રાખીશું. દવાઓ વગર અમે ચલાવી લઇશું. પણ દુશ્મનનો પીછો અમે નહીં છોડીએ. નેતાજીના આદેશની અવગણના અમે કદી નહીં કરીએ." ઇરાવદી નદીના પુલ પર એમણે બે વાર અંગ્રેજ સેનાને શિકસ્ત આપી હતી. એટલે એમને પોતાના કાર્યમાં શ્રદ્ધા હતી. જાપાનીઓ પાછા ફર્યા પછી પણ એમનું કહેવું તો એજ હતું, કે દુશ્મનનો પીછો પકડી એમને ખતમ કરી દેવાનો એ જ અવસર હતો.

સુભાષબાબુના હાથે લખાયેલો હુકમ મગાવવામાં આવ્યો. ને ત્યારે કેટલાયે આંસુભરી આંખો અને ડુસકાં સાથે પાછા ફર્યા. બચ્ચાંઓની માફક એ રડી પડયા. એ દિવસે એમણે ખાધું પણ નહીં. જાણે કોઇ ભાવિ અનિષ્ટે આવીને એમને ઘેરી લીધા હોય એમ એમના ચહેરા ઉદાસ થઇ ગયા. ગાંધી પલટણ અને નેહરૂ પલટણ પણ પાછી ફરી. એમને પણ મોટું નુકસાન ઉઠાવવું પડ્યું. પરંતુ અંગ્રેજ સેનાને પણ એટલું જ નુકસાન ખમવું પડ્યું. સુભાષ પલટણે દુશ્મનની ચૌદમી સેનાનો

મુકાબલો કરીને નદીના વેગની માફક આગે બઢતાં, એમને રોકી હતી. એમના જૌહરની ચારે તરફ ચર્ચા થતી હતી.

આંખોની સામે નાચનો વિજય પ્રાપ્ત ન થયો. પરાજયે બધીયે આશાઓ પર પાણી ફેરવી દીધું. ઉત્સાહ, હિંમત, ધૈર્ય અને અને બલિદાનનાં હથિયારોએ સજ્જ થયેલા એ સૈનિકોને લાગતું હતું કે સંસારની કોઈ તાકાત એમની સામે ટકી શકે એમ નથી. ખોરાક, કપડાં, જોડા, દવાદારૂ કશાની એમણે પરવા નહોતી કરી, તો પછી દારૂગોળા અને યુદ્ધસામગ્રીનું તો કહેવું જ શું? ટેકરીઓ ને ખીણો અને ગાઢ જંગલો વટાવીને પગપાળા એ નીકળી પડયા હતા. શોનાનથી ઇમ્ફાલ પહોંચવા માટે ૨૭૭૫ માઇલનો લાંબો રસ્તો પસાર કરવાનો હતો. ૧૭૦૦ માઇલનો રસ્તો તો મોટર, રેલ, તથા જહાજથી પસાર કર્યો હતો. બાકી ૧૦૭૫ માઇલ લાંબી મંજિલ પગપાળા પૂરી કરી હતી. જાપાની સેનાઓ બ્રહ્મદેશ સુધી હિંમત અને વેગથી ધસી આવી હતી. આ ટેકરીઓ અને જંગલોમાં એ વેગ ધીમો પડી ગયો. ત્યાં એમને વિમાનો પણ ન મળ્યાં. મણીપુરના મોરચા પર જાનની બાજી બિછાવતાં છતાં, અંગ્રેજી સેનાના હોંશકોશ ઊડી જતાં અને એમની નૈતિક હિંમતના બંધ તૂટી પડવા છતાંયે સૈનિકોને લાચારીએ પાછા ફરવું પડયું. હવાઇ હુમલાઓ, દારૂગોળા, રેશન અને માલ લાવવા લઇ જવાનાં સાધનોની વ્યવસ્થા જાપાની સૈનિકોના હાથમાં હતી. એઓ આઝાદ સૈનિકોને સાથ ન આપી શકયા. અરધા નાગા, અરધા ભૂખ્યા, આઝાદ સૈનિકો, અરધાં હથિયારોથી હવાઇ જહાજો વિના, પહેલા દરજ્જાના સાજસામાનથી સજ્જ સેનાનો મુકાબલો કયાં સુધી કરી શકે?

દુનિયામાં દરેક સ્થળે ક્રાંતિકારી આઝાદ સેનાઓને આવી જ વિપરીત પરિસ્થિતિમાં અને આવાં અધૂરાં સાધનો વડે પોતાનો મુક્તિ સંગ્રામ લડવો પડયો છે. ઇટાલી, આયરલેંડ, ફ્રાંસ અને રશિયા વગેરે બધા દેશોમાં એવા સૈનિકોએ ઘણુંખરું વગર હથિયારે જ આઝાદીના

મોરચા પર કૂચ કરી છે. પરંતુ, પોતાના દેશની બહાર, ને બિલકુલ પ્રતિકૂલ પરિસ્થિતિ વચ્ચે ઉપસ્થિત થયેલી આ આઝાદ હિન્દ ફોજ તદ્દન નવા ઇતિહાસનુ નિર્માણ કરવા માટે આગળ વધતી હતી. સૌથી મોટો અંતરાય તો ઋતુએ કર્યો વર્ષાઋતુમા એ ટેકરીઓ અને જગલોમા યુદ્ધ ચાલુ રાખવુ સભવિત નહોતુ. ૧૯૪૧ ની ૧૩મી ઓગસ્ટે સમસ્ત કાર્યકર્તાઓ અને મંત્રીઓની સામે, સમગ્ર સ્થિતિનુ સિહાવલોકન કરતાં નેતાજીએ કહ્યુ કે, 'આપણે કૂચ કરવામા સમય બગાડયો છે. ઋતુના રગઢગ આપણી વિરુદ્ધ થઇ ગયા. આપણા રસ્તાઓ કીચડવાળા થઇ ગયા ને પાણીમા ડૂબી ગયા. નદીઓમા પૂર આવી ગયાં. આનાથી ઊલટુ, શત્રુનો પથ તદ્દન નિષ્કંટક હતો. આપણે વરસાદ આવતા પૂર્વે ઇમ્ફાલ પર કબજો જમાવી લેવો જોઇતો હતો તો જ આપણે આગળ વધી શકતે આપણી પાસે હવાઇ સાધનોની પણ ઊણપ હતી. આપણે જાનેવારીમા કૂચ કરી દીધી હોત તો ચોક્કસ આપણે સફળ થાત વર્ષાઋતુ શરૂ થતામા તો બધા મોરચા પર આપણે શત્રુને હંકાવ્યા હોત અને એને આગળ વધતા અટકાવ્યા હોત. આરાકાનમા એની પ્રગતિ રોકાઇ ગઇ હતી કલાદાનમાં એના છક્કા છૂટી ગયા હતા ને આપણે કલાન આગળ વધી ચૂકયા હતા ટિડિમમાં પણ આપણે એમનો પગદડો ઉખેડી દીધો હતો કોહિમા અને પલેનમા પણ આપણો હાથ ઉપર હતો. હાકામા પણ આપણે એમનો સારો મુકાબલો કર્યો દુશ્મનો પાસે ભારે લશ્કર હતા, ત્યારે આપણે આ બધું કર્યું યુદ્ધસામગ્રી પણ એમની પાસે ભરપૂર હતી, ને રેશન પણ ભરપૂર હતું. વર્ષા શરૂ થઇ જતા, ઇમ્ફાલ પર આક્રમણ કરવાનું આપણે માંડી વાળવુ પડયુ શત્રુએ શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જિત થઇને વળતું આક્રમણ કર્યું અને કોહિમા-ઇમ્ફાલની સડક પર એમણે કબજો કરી લીધો નવી મોરચાબધી કયા કયા કરવી, એ સવાલ આપણી સામે આવીને ઊભો રહ્યો આપણે માટે બે રસ્તા હતા. એક તો એ કે બિશનપુર-પલેલ પર શત્રુનો સામનો કરીને એને પીછેહઠ કરાવતે,

અને બીજો એ કે, જાતે પાછળ હઠીને કોઈ સુદૃઢ સ્થાન પર નવો મોરચો બાંધતે. આમ છતાં આપણે ઘણા નવા પાઠ શીખ્યા છીએ. આગની સાથે ખેલ કરતાં આપણને હવે આવડી ગયું છે.

શહેરી સેનાએ, પાછા ફરવાનો હુકમ મળવા છતાં પીઠ ન દેખાડી. દુશ્મનને મારી હઠાવી, વિજય મેળવીને પછી જ એણે પાછાં કદમ માંડયાં. આત્મવિશ્વાસની એક અદ્દભૂત લહેર આપણા સૌમાં જન્મી ગઈ. આપણે એ પણ જાણી ગયા છીએ કે અંગ્રેજો તરફથી લડવાવાળા હિન્દુસ્તાની સૈનિકો પણ આપણને સાથ આપવા તૈયાર છે. હવે આપણે એમને આપણી સાથે લેવાનો પ્રબંધ કરવાનો છે. દુશ્મનની ચાલ પણ આપણે જોઈ લીધી છે. એની યોજનાનો ખ્યાલ પણ આપણને આવી ગયો છે. આપણા સેનાપતિઓએ કેવો કીમતી અનુભવ મેળવ્યો છે! જાપાનીઓને આપણા પર લેશમાત્ર ભરોસો નહોતો. આપણને અનેક ભાગમાં વહેંચી દઈ, પોતાની સેનાના સહાયક કે પૂરક તરીકે જ પોતાની સાથે રાખવા માગતા હતા.

હું ઇચ્છતો હતો કે આપણી આખી સેનાને એકજ મોરચો સુપરદ કરી દેવામાં આવ્યો હોત તો સારું. આપણને આપણી ઊણપો ને શક્તિનું ભાન પણ થઈ ગયું. આપણાં લાવજાવનાં સાધનો, ખોરાક પહોંચાડવાની વ્યવસ્થા, અને પ્રચારની રીતો બહુ દોષપૂર્ણ હતી. લાવજાવનાં સાધનોની ઓછપને લીધે આપણે બહુ નુકસાન ઉઠાવવું પડયું. જાપાનીઓ આપણને સારી સંખ્યામાં લાઉડસ્પીકર પણ ન આપી શકયા. હવે આપણે આપણાં જ લાઉડસ્પીકર તૈયાર કરીએ છીએ."

૧૯૪૪ ની ૨૧ મી ઑગસ્ટે સરસેનાપતિ નેતાજીએ વરસાદને કારણે લશ્કરી ચઢાઈ બંધ રાખવાનો, અને નવા હુમલાની તૈયારી કરવાનો સૌને હુકમ આપ્યો. આ નિમિત્તે, સપ્ટેમ્બરના પહેલા અઠવાડિયામાં બ્રહ્મદેશના હિન્દી આઝાદ સંઘ તરફથી એક મોટું સંમેલન ભરવાની વ્યવસ્થા થઈ. ૭૪ શાખાઓના ૧૮૦ પ્રતિનિધિઓએ એમાં ભાગ લીધો.

ઇમ્ફાલ મોરચા પરથી આઝાદ હિન્દ ફોજ અને જાપાની ફોજના પગ ઊખડયા તે ફરી કદી જામી ન શકયા. પ્રશાંત મહાસાગરમાં જનરલ મેકઆર્થરની સેનાઓએ વેગથી આગળ વધવું શરૂ કરી દીધું હતું. ઇમ્ફાલ પછી જાપાનીઓના હાથમાંથી મિટકિના પણ સરી ગયું. ૧૯૪૪ની ૨૦મી ઑક્ટોબરે ટિડિમ પર, ચૌદમી અંગ્રેજ સેનાએ કબજો જમાવી લીધો. ૧૯૪૫ની ૨૬ મી જાનેવારીએ અંગ્રેજ સેનાઓ અકયાબ પહોંચી ગઇ. ૪ થી માર્ચે ટોકિયો પર પંદરસો અમેરિકી હવાઇ જહાજોએ પહેલી વાર બોંબવર્ષા કરી અને જાપાનને માટે પરિસ્થિતિ ભારે ભયજનક થઇ રહી. ૫ મી માર્ચે જાપાનીઓના હાથમાંથી મિકતિલ છીનવાયું ને રંગૂન પર અંગ્રેજોએ આક્રમણ શરૂ કરી દીધું. ૧૫ મી માર્ચે માંડલે અને મેમયો પણ ગયાં. ૫ મી એપ્રિલે રશિયાએ જાપાન સાથે કરેલી અનાક્રમણ સંધિના ભંગની જાહેરાત કરી દીધી. આ બધી વિપરિત ને પ્રતિકૂલ ઘટનાઓની અંધારી છવાઇ જતાં છતાં નેતાજીનો આગ્રહ હતો, કે રંગૂનને બચાવવું જોઇએ ને પોતાની આખી ફોજની શક્તિનો ઉપયોગ એના રક્ષણ માટે કરવાનો એમનો ઇરાદો હતો. એમનો મત એવો ચોક્કસ હતો કે બ્રહ્મદેશ પર ફરીથી અંગ્રેજો કબજો જમાવી દે પછી દિલ્લી પહોંચવું સહેલું નહીં રહે અને આઝાદી પ્રાપ્ત કરવાનું કાર્ય એ માત્ર દિવાસ્વપ્ન બની જશે. પરંતુ, જાપાનના સરસેનાપતિ અને બીજા જાપાની અફસરો સંમત ન થયા. એમણે રંગૂન ખાલી કરવું શરૂ કરી દીધું અને ૧૯૪૫ની ૨૩ મી એપ્રિલે જાપાની સરસેનાપતિ બેંગકોક ચાલી ગયા. નેતાજી પણ લાચાર થઇ પડયા, અને ૨૪ મી એપ્રિલે પોતે પણ બેંગકોક વિદાય થઇ ગયા.

નેતાજી જ્યારે હવાઇ જહાજ પર સવાર થયા, ત્યારે બધાની આંખોમાં આંસુ છલકાઇ રહ્યાં. એમણે છેલ્લો સંદેશ આપતાં કહ્યું. -"મારા શેરદિલ સાથીઓ, હિંમત ન હારો. આઝાદ હિન્દમાં આપણો મેળાપ પ્રભુ સત્વર કરાવશે" જતી વખતે, બધા લશ્કરી માણસોને ૭ મહિનાનું વેતન આપવાનું એમણે અર્થમંત્રીને જણાવી દીધું.

બેંગકોક જવાની એમને લેશમાત્ર ઇચ્છા નથી. છેવટ સુધી, પોતાના સાથીઓ સાથે એમને રંગૂનની ધરતી પર રહેવું હતું. આઝાદ હિન્દ સરકાર અને લશ્કરના બધા સાથીઓના અનુરોધથી જ એમણે લાચારીએ બેંગકોકનો માર્ગ સ્વીકાર્યો.

રંગૂનમાં સાત હજાર આઝાદ સૈનિકો હતા. આ સૈનિકો, જનરલ લોકનાથનની તાબામાં રહી, જનતાના જાનમાલનું રક્ષણ તથા તેની વ્યવસ્થા રાખવાનું કામ કરે તથા અંગ્રેજી લશ્કર આવી જતાં લડાઇ એકદમ બંધ કરી દેવી એવી ગોઠવણ કરવામાં આવી. રંગૂન છોડીને મલાયા જવું વ્યર્થ હતું. રંગૂન હાથમાથી ગયા પછી મલાયામાં મુખત્યારી જમાવવી એ લગભગ અસંભવિત હતું. આઝાદ હિન્દ સંઘની મારફત થનારી નાગરિક વ્યવસ્થાનો બધો ભાર શ્રી. ભાદુરીને શિરે આવ્યો.

આઝાદ હિન્દ સરકાર પણ બેંગકોક ચાલી ગઇ. પાઇ પાઇનું લેણુદેણુ પતાવી દેવામાં આવ્યું. જાપાની સરકાર સાથેના હિસાબો પણ ચૂકવાઇ ગયા. આઝાદ હિન્દ રાષ્ટ્રીય બેંકે સૌના પૈસા પાછા વાળી દીધા. આઝાદ ફોજના માણસોના પગાર ચુકાવવા માટે બેંકે સરકારને પાંચ લાખની રકમની મદદ આપી. બેંકનું કામકાજ ચાલુ રાખવાનો નિશ્ચય કરાયો. ૨૪ મી એપ્રિલે, રંગૂનથી વદાય થતી વેળાએ, સિપેહસાલારની અધિકારે નેતાજીએ પોતાના અંતિમ સંદેશામાં જણાવ્યું કે, બહુ ભારી દિલે હું આજે બ્રહ્મદેશના સીમાડા છોડી જાઉં છું. ઇમ્ફાલ એ બ્રહ્મદેશને પહેલે મોરચે આપણે હાર અનુભવી છે; પરંતુ એ તો માત્ર પહેલો મોરચો છે. હજી ઘણા મોરચા પર શત્રુનો સામનો કરવાનો છે. હું તો જન્મથી આશાવાદી છું, કોઇ પણ સ્થિતિમાં હું મારો પરાજય સ્વીકારનાર નથી. ઇમ્ફાલનાં મેદાનોમાં, આરાકાનનાં જંગલોમાં ને ટેકરીઓમાં. બ્રહ્મદેશના તેલક્ષેત્રોમાં તથા બીજાં સ્થાનો પર દુશ્મન સામે લડતાં લડતાં તમે જે અપૂર્વ વીરતા અને સાહસ

બતાવ્યાં છે, એ આપણા સ્વાતંત્ર્ય સંગ્રામના ઇતિહાસમાં હંમેશા અમર રહેશે.”

એપ્રિલના અંતમાં તુંગો, ૨ જી મેએ પેગુ અને ૪ થી મેએ રંગૂન પણ પડ્યું.

૧૮ મી ઓગસ્ટે નેતાજીને બેંગકોક છોડી ટોકિયો ચાલી જવું પડ્યું. બેંગકોકના આઝાદ હિન્દ ફોજના સૈનિકોના સંબંધમાં હમણાં હમણાં થોડી ચર્ચા શરૂ થઇ છે. એનાથી જાણવા મળે છે કે, ૧૯૪૫ ના નવેમ્બર સુધી ત્યાં ૧૯૬૩ સૈનિકો તથા અફસરો નજરકેદ હતા. એમને નજરકેદીઓની છાવણીઓમાંથી, નાટકી રંગઢંગમાં, લોરીઓમાં ભરીને, ઉપર કેનવાસ ઢાંકીને, અહીંથી તહીં લોરીને ફેરવીને, જુદી જુદી જેલોમાં લઇ જવામાં આવ્યા, ને કોઇને પણ ખાનો પૂરો પત્તો આપવામાં ન આવ્યો. આવો વહેવાર હોવા છતાં પણ એમની નૈતિકતા, સાહસ અને આત્મવિશ્વાસ લેશ માત્ર ડગ્યાં નહી. પોતાના સરસેનાપતિ કર્નલ ગુપ્તાના હુકમો સિવાય લાખો બીજા કોઇનુ કશું માનતા નહી ૧૯૪૪ની ૬ઠ્ઠી ઓગસ્ટે જાપાનના પરાજય પછી અને આત્મસમર્પણ બાદ નેતાજીના અંગરક્ષકોએ સ્પષ્ટ કહી દીધુ કે જાપાને ભલે હથિયાર છોડી દીધા હોય, પણ અમે હજી અડગ ને અણનમ છીએ. કર્નલ ભોસલેની સામે વિકટ સમસ્યા ઊભી થઇ ગઇ. નેતાજી, ૧૭મી ઓગસ્ટની સાંજે, આઝાદ હિન્દ ફોજના બધા માણસોને મળ્યા. એમની હિંમત જોઇને એમને હથિયાર છોડી દેવાનું કહેવાનું દુ:સાહસ નેતાજી ન કરી શક્યા, પરંતુ ૧૮ મી ઓગસ્ટે બેંગકોકથી વદાય થતી વેળાએ, કર્નલ ભોંસલેને એમણે એ પ્રમાણેના હુકમો આપી દીધા. છોવપુરી છાવણીમાં આ સમાચાર પહોંચ્યા ને ત્યાં તો જાણે વીજળી જ તૂટી પડી ! ત્યાંની ચરસીર, જાનફેસાની કરનાર પલટણના સૈનિકોએ તો જાહેર કરી દીધું કે જે કોય એમને શરણે જવાની ફરજ પાડશે તેમને તેઓ ગોળીથી ઉડાવી દેશે ! પરંતુ ઘણીજ મુશ્કેલીથી એમને સમજાવી લેવામાં આવ્યા એમને વચન

અપાયાં કે કોઈ પણ અંગ્રેજ અફસર એમની છાવણીઓમાં આવશે નહીં. અંગ્રેજ સેનાના કર્નલ શિવદત્તસિંહે. કર્નલ ભોંસલેના રક્ષણની ખાતરી આપી અને આશ્વાસન આપી કહ્યું કે, પોતાને ત્યાં સુઈ રહેવામાં એમને કશો જ વાંધો નહીં આવે. અને ચોથે જ દિવસે એમને ગિરફતાર કરી લેવામાં આવ્યા. એની પછી બધાં જ એવાં આશ્વાસનના શબ્દોને અવગણી, તુરતાતુરત ગિરફતારીનું આંદોલન જોરભેર શરૂ થઈ ચૂક્યું.



૯

# ઇન્કિલાબ ઝિંદાબાદ

**શ્રી**રામ ને શ્રીકૃષ્ણ, રામાયણ અને મહાભારતનાં ભીષણ સંગ્રામો પછીએ પોતાના ઉદ્દેશમાં સફળ ન નીવડયા. ન તો રામ પાસે સીતા રહી શકયાં; ન કૃષ્ણ પાંડવોને હિન્દુસ્તાનના સમ્રાટ બનાવી અખંડ સાર્વભૌમ ચક્રવર્તી સામ્રાજ્યની સ્થાપના કરી શકયા. છતાં પણ એમનાં જીવનને એવાં ધન્ય ને સફળ માનવામાં આવે છે કે એમની અવતારી મહાપુરુષોના રૂપમાં પૂજા પણ થાય છે. એમની સફળતા એમના ઉદ્દેશની સિદ્ધિમાં ભલે ન હો, પરંતુ એ એની પૂર્તિ માટે આકાશ પાતાળ એક કરવામાં તો અવશ્ય છે. ક્રાંતિકારીઓ માટે સફળતાનો માપદંડ ઉદ્દેશની સિદ્ધિ નથી, પરંતુ એને માટે કરવામાં આવતો ભારે પ્રયત્ન છે. આ પ્રયત્નને લાગે વળગે છે ત્યાં સુધી નેતાજી અને એમના સાથીઓએ પોતાની જિંદગીની બાજી બિછાવી દીધી હતી. એમના સત્યનિષ્ઠ પ્રયાસો અને એ પ્રયાસોથી રચાયેલો ઇતિહાસ સુભાષબાબુ અને એમના સાથીઓની કીર્તિને અમર બનાવી ગયો છે. આજે સુભાષબાબુ અને એ વીર સાથીઓની કથા સૌના હોઠ પર રમતી છે. ચારેકોર એમનાં ગીત

ગવાય છે. એટલે એમ માની જ નથી શકાતું કે નેતાજી પોતાના મહાન જીવનકાર્યમાં નિષ્ફળ નીવડયા છે. ૧૯૪૨ ના ફેબ્રુઆરીમાં સિંગાપોરનું પતન થવાથી જે ઇતિહાસ રચાયો, તે જો માત્ર ત્રણ જ વર્ષમાં બદલાઇ જાઇ શકે, તો ૧૯૪૫ માં લખાયેલો ઇતિહાસ આવતાં વર્ષોમાં નહીં બદલાય એમ કહેવાનું કાંઇ કારણ નથી. પાછલાં ૨૫-૩૦ વર્ષોમાં ઇતિહાસે જે પલટા ખાધા છે, એ જોતા કોઇપણ ઘટનાને પથ્થરની લકીર કહી શકાય એમ નથી.

નેતાજી અને એમના સાથીઓનું સૌથી મોટું કાર્ય તો, ઇન્કિલાબની જે લહેરે આજે સારા દેશને ડોલાવી દીધો છે તેને નવા લોહીનો સંચાર કરનાર આઝાદ હિન્દ ફોજનો ચમત્કાર પ્રગટ ન થયો હોત તો મહયુદ્ધની પછી થનારી પ્રતિક્રિયાએ દેશનું મુડદું બનાવી દીધું હોત. ૧૯૪૨ ની ક્રાંતિને કચડવા માટે ૧૮૫૭ માં થયેલા દમનથી પણ વધુ કઠોર, નિષ્ઠુર, નિર્દય દમનથી કામ લેવામાં આવ્યું હતું તેથી આખો દેશ લગભગ મૂર્છિત અવસ્થામાં જડ પડયો હતો. પરંતુ આઝાદ હિન્દ ફોજની હિંમત, કુરબાની અને આત્મશ્રદ્ધાની ગાથાઓએ સંજીવનમંત્રનું કામ કરી, નવી સ્ફુર્તિ, અને નવી ચેતનાઓનો સંચાર કરી દીધો. આઝાદીની આકાંક્ષા આજે, પહેલાં કરતાં કેટલીયે વધુ દૃઢ છે. આઝાદી માટે સર્વસ્વનું બલિદાન દેવાની ભાવના આજે કેટલી જાગ્રત ને જીવંત છે! ઇન્કિલાબનું જોશ કેટલું તેજીલું છે! આઝાદ હિન્દ ફોજના સૈનિકો આવા ભારે તુમારપાત છતાં હજી કરમાયા નથી. એમનામાં પેદા થએલી રાષ્ટ્રીયતા, સ્વાભિમાન, સ્વદેશાભિમાન, અને આત્મવિશ્વાસની ભાવના એટલી જ સચેત ને જાગ્રત છે. પરાજિત થએલી ફોજમાં છવાઇ જાય તેવી ઘોર નિરાશા અને અનૈતિકતાની છાયાયે એમનામાં કયાંય દેખાતી નથી. એ મશાલો તો એવી ને એવી જ જળતી ચારે તરફ પોતાનો પ્રકાશ ફેલાવી રહી છે.

આઝાદ હિન્દ સરકારની સ્થાપના અને આઝાદ હિન્દ ફોજનું સંગઠન. ચોર ડાકુ લુટારાઓની ટોળીઓની માફક લૂંટફાટ કરવાને, કે

લાગણીના આવેશમાં આવીને ગમે ત્યાં આક્રમણ કરવાને માટે નહોતાં થયાં. એમનું નિશાન તો માત્ર એક જ હતું: દોઢસો બસો વર્ષોથી પરદેશી એડી નીચે કચડાતા એક મહાન રાષ્ટ્રની આકાંક્ષાઓ, યોજનાઓ અને પ્રયાસોને મૂર્ત સ્વરૂપ આપવાનું એની પીઠ પર સેંકડો હજારો વર્ષોની સાધના અને તપસ્યાનું બળ હતું. એનાં મૂળ લાખોનાં મોંઘાં બલિદાન પર નંખાયાં હતાં. રાષ્ટ્રઘડતરની ચોક્કસ કલ્પનાને દૃષ્ટિ સમક્ષ રાખીને એ મહાન પ્રયોગ આદરવામાં આવ્યો હતો. આઝાદ હિન્દ ફોજની રાષ્ટ્રીય ભાવના અને દેશપ્રેમને સમજાવતાં કેપ્ટન સહગલે અદાલતમાં પોતાનું બ્યાન આપ્યું હતું. એમણે કહ્યું હતું કે હિન્દુસ્તાન પર જાપાનદ્વારા આક્રમણ કરવું લગભગ નક્કી હતું. અમારામાંનો દરેક જણ એ સમજતો હતો કે હિન્દુસ્તાન પર તુરત જ એક ભારે વિપત્તિ ઊતરી પડવાની છે. અમને એ પણ લાગતું હતું કે હિન્દુસ્તાનમાં જાપાન સામે ટક્કર નહીં ઝીલી શકાય. આ વિચાર આવતાં જ અમે સૌ કંપી ઊઠતા. સિંગાપોરના રક્ષણ માટે જે છેલ્લું સૈન્ય મોકલવામાં આવ્યું હતું, તે નવા ભરતી થયેલા રંગરૂટોનું હતું. હિન્દનું રક્ષણ કરનાર સૈન્યમાં કેવા માણસો છે, તેની આના પરથી પ્રતીતિ થતી હતી.

એ દિવસોમાં અફસરો તરીકે આવનારાઓએ પણ દર્શાવ્યું છે કે હિન્દુસ્તાનમાં આધુનિક પદ્ધતિનાં શસ્ત્રાસ્ત્ર બિલકુલ છે જ નહીં. લાકડાની બંદૂકો વડે એમને અભ્યાસ કરાવવામાં આવે છે, ને ઇશાન દિશામાં રક્ષણની વ્યવસ્થા લગભગ નહીં જેવી છે. ઑગસ્ટ ૧૯૪૨ પછી, અજમાવવામાં આવેલા દમનના ભીષણ સમાચારોથી પણ અમારાં હૃદય પલટાઈ ગયાં. દેશના રક્ષણ માટે નેતાઓના સહકારનો ઠરાવ ઉરાડી દેવામાં આવ્યો, ને અમારામાંથી કોઈને પણ એવી શ્રદ્ધા નહોતી કે અંગ્રેજો જાપાનીઓની આગેકૂચ થંભાવી શકશે! એવી પરિસ્થિતિમાં નાગરિકો તરફથી તો કયા પ્રકારની આશા રાખી શકાય? અંગ્રેજોએ ઘરને ફૂંકી દેવાની જે નીતિરીતિ અખત્યાર કરી હતી તેનાથી તો વિકટ

સંકટો આવી પડે એમ હતું. આ સમગ્ર સ્થિતિ પર ગંભીર વિચાર અને વિવાદ કરવા પછી, અમે એ પરિણામ પર આવ્યા કે વિદેશી રાજસત્તાથી દેશને મુક્તિ અપાવવા માટે, અંગ્રેજોના સ્થાન પર, જાપાનદ્વારા આપણું આધિપત્ય સ્થાપવાની કોશિશોનો વિરોધ કરવા માટે, અને દેશવાસીઓને એમના અત્યાચારોમાંથી બચાવવા માટે શક્તિશાળી સેનાનું સંગઠન કરવા સિવાય બીજો કોઇ ઉપાય બાકી નહોતો. પોતાના દેશને માટે, પોતાનો પ્રાણ ન્યોછાવર કરનારી સુદૃઢ, શસ્ત્રાસ્ત્રથી સજ્જ, સાજસામાનથી સુસજ્જિત અને અનુશાસનમાં રહેનારી સેનામાં સામેલ થવાનું મેં મારું કર્તવ્ય માન્યું. આ પ્રકારે, કેપ્ટન શાહનવાઝે પણ પોતાના બ્યાનમાં આવીજ ભાવનાઓ વ્યક્ત કરી છે.

આઝાદ હિન્દ સરકાર અને એની ફોજની સામે હિન્દુસ્તાનને આઝાદ કરવાની સાથે સાથે મલાયા, બ્રહ્મદેશ, સિયામ, જાવા, સુમાત્રા, શેંધાઇ, બોર્નિયો, ચીન અને જાપાનમાં રહેનારા હિન્દીઓના જાનમાલના રક્ષણનો, તથા હિન્દુસ્તાનમાં અંગ્રેજી સરકારનો બ્રહ્મદેશમલાયાની માફક અંત આવતાં, ત્યાંના નાગરિકોની જીવનરક્ષાનો પ્રશ્ન સૌથી મુખ્ય હતો. ૧૯૪૨ના ફેબ્રુઆરીમાં સિંગાપોર અને બ્રહ્મદેશનું પતન થવા પછી, લગભગ દશ હજાર હિન્દીઓએ જાનમાલથી હાથ ધોઇ નાખ્યા હતા. એ સમયની અસહ્ય અને અપમાનકારી સ્થિતિનું વર્ણન કેપ્ટન શાહનવાઝ અને કેપ્ટન અરશાદે અદાલતમાં કર્યું છે. એઉએ જણાવ્યું છે કે હિન્દુસ્તાની અફસરો અને સૈનિકોને અંગ્રેજોથી જુદા પાડીને, ૧૭મી ફેબ્રુઆરીએ સવારે ૯ વાગ્યે, ફેરર પાર્કમાં લાવવામાં આવ્યા. ત્યાં અંગ્રેજ અફસર કર્નલ હન્ટે કહ્યું કે, આપણે સૌ હવે જાપાનીઓના કેદીઓ છીએ. હું બાદશાહ તરફથી તમને સૌને જાપાનના પ્રતિનિધિ મેજર ફુજીવારાને સુપરદ કરું છું. હવે તમે જાપાની સેનાના હાથમાં છો, અને હવે તમારે, અમારી માફક એમના હુકમો માનવા પડશે. આટલું કહીને કર્નલ હન્ટે મેજર

ફૂળવારાને થોડા કાગળપત્ર પણ આપ્યા કેપ્ટન સહગને અદાલતની સામે એટલે સુધી કહ્યુ છે કે હિન્દી અફસરો અને સૈનિકોને ઘેટાં બકરાની માફક જાપાનીઓના હાથોમા સોંપી દેવામાં આવ્યા હતા. આ અમારા દિલને જબરજસ્ત ચોટ લગાડનાર વાત હતી અગ્રેજોની સાથે આપણને બાધી રાખનાર દરેક બધન એમણે જાતે જ આ રીતે તોડી નાખ્યા છે એવો અનુભવ અમને થયો આ અસહાય સ્થિતિનો આઝાદ હિન્દ ફોજના સૈનિકોએ સાહસ અને વીરતાથી સામનો કર્યો. આઝાદ હિન્દ સરકારે એમનામા અને નાગરિકોમા પણ સ્વાભિમાન ને દેશગૌરવની એવી અનુપમ ભાવના ભરી દીધી કે જાપાનીઓને એમની તરફ આખ માડવી પણ મુશ્કેલ થઇ પડી જાપાનીઓના હાથમા પોતાનો દેશ પડે, એવી કલ્પના માત્રથી એ લોકો કપી ઊઠતા હતા

આઝાદ હિન્દ સરકારે એક તરફ યુદ્ધ માટે લશ્કરી સગઠન કરી, એમને માટે ખોરાક, ભરતી, સેના, શિક્ષણ, નાણુ, હિસાબ વગેરેની તપાસ સભાળના દફતરો સ્થાપ્યાં, ને બીજી તરફ રાજતત્રની રચનાની સાથે સાથે રાષ્ટ્રઘડતરની બધી પ્રવૃત્તિઓ પર પણ પૂરુ ધ્યાન આપ્યુ નાગરિક શિક્ષણ સ્વાસ્થ્ય રક્ષણ, જાનમાલનું રક્ષણ, ચારિત્ર્યઘડતર, લોકશિક્ષણ, મહિલાજાગૃતિ, સામાજિક સેવા વગેરે માટે જુદા જુદા વિભાગો ખોલવામાં આવ્યા જે સમસ્યાઓનો ઉકેલ કરવો આપણે માટે હિમાલય ખોળવા જેવુ દુર્ઘટ કાર્ય છે, તે સૌ વાતો નિમેષ-માત્રમા ઉકલી ગઇ અહી ભાષાની સમસ્યા પણ સાપ્રદાયિક સમસ્યાનુ અગ બનીને ઉગ્ર બની દુર્ઘટ થઇ છે, ત્યારે આઝાદ હિન્દ સરકારે 'હિન્દુસ્તાની'ની રચના કરીને એનો એવા વેગથી પ્રચાર કર્યો કે તામીલ તેલુગુ અને કેનેડી ઘરોમાં પણ એનો પ્રવેશ થઇ ચૂક્યો એના સૂત્રો, ગીતો અને સરમરી શબ્દોમાં સર્વ ભાષાઓનુ અદ્ભુત મિશ્રણ છે 'જય હિન્દ' કેવી સુદર, સરલ, સત્ય, સ્વાભાવિક અને અર્થપૂર્ણ કલ્પના છે? સાપ્રદાયિકતા કે અસ્પૃશ્યતાની તો એમાં ક્યાંય ગધ સરખી નથી 'હિન્દુ પાણી,' 'મુસલમાન ચા' અને 'વૈષ્ણવ રોટી' વગેરે સુધીના

બધાય ભેદભાવ નષ્ટ થઇ ગયા. શાકાહારી ને માંસાહારી બધા એક સાથે બેસીને ભોજન કરતા હતા. પોતાને હિન્દી સિવાય બીજા કોઇ નામે કોઇ ઓળખાવતું નહીં. ચારિત્ર્યઘડતર સાથે, નૈતિકતાનો દરજ્જો એટલો ઊંચો કરવામાં આવ્યો હતો કે એની જોડ શોધવી મુશ્કેલ હતી. નાગરિક જીવનમાં આ પવિત્રતા સાધવા સાથે લશ્કરીઓનાં જીવનની પણ કાયાપલટ કરી દેવામા આવી હતી. ઘરબાર વગરના માણસોને જીવનનિર્વાહનાં કામોમાં લગાડી દઇ, સુખી કરવામાં આવ્યા. મલાયામાં બે હજાર એકર જમીન આવા પ્રકારે જ ખેડાઇ ને લણાઇ. ત્યાં રહેનારાઓને ખેતીનો સામાન, બી, ઘર બાંધવાની સામગ્રી અને થોડા રૂપિયા આપવામાં આવ્યા. અનેક રાહત કેન્દ્રો અને ઇસ્પિતાલો પણ ખોલવામાં આવી. જંગલોમાં યે ડોકટરોને મોકલી દવાદારૂની વ્યવસ્થા કરવામાં આવી અને કિવનાઇન વહેંચવામાં આવી. કુઆલા, લમ્પુર, કેલેના, મેળયો વગેરેમાં રાહત અને તબીબી મદદનો દરરોજ હજારો આદમીઓ લાભ ઉઠાવતા હતા. મલાયા, બ્રહ્મદેશ અને થાઇલેંડમાં અસંખ્ય ઔષધાલયો ખોલવામા આવ્યાં હતાં. આ બધા કાર્ય માટે દર માસે ૭૫ હજાર ડોલરનો ખર્ચ કરવામા આવતો હતો. આનાથી, આઝાદ હિન્દ સરકાર તરફ, હિન્દીઓ સિવાય બ્રહ્મદેશ અને મલાયાના લોકોને પણ સ્વાભાવિક પ્રેમ ને આકર્ષણ પેદા થઇ ગયા.

નેતાજીના હૃદયમા હિન્દ માટે, ચિંતા, વ્યથા અને વેદના ચાલુ જ હતી. એમણે પોતાના સાથીઓમાં પણ એની આંચ લગાડી દીધી હતી. નેતાજીને લીધે જ, જાપાનીઓએ કલકત્તા, જમશેદપુર, મદ્રાસ વગેરે શહેરો પર, જેવી ઇંગ્લેંડે બર્લિન પર, જર્મનોએ લંડન પર અથવા અમેરિકનોએ ટોકિયો પર કરી હતી, એવી ભીષણ હવાઇ ગોલંદાજી ન કરી. આઝાદ હિન્દ સરકારે સ્પષ્ટતાથી જણાવ્યું હતુ કે હિન્દુસ્તાનને આઝાદ કરવાની એની મહત્ત્વાકાંક્ષાનો અર્થ એનો નાશ, વિનાશ, કે સર્વનાશ કરવો એમ નથી થતો. કેવા ભીષણ જનસંહાર અને પ્રલયમાંથી એમણે પોતાના દેશબંધુઓનું

રક્ષણ કર્યું હતું? એટલું જ નહિ, બંગાળના ભીષણ દુષ્કાળમાં જનતાની સેવા માટે એમનું હૃદય તલપી રહ્યું હતું. ૧૯૪૩ ના જુલાઇ-ઓગસ્ટમાં એમણે શેનાનના રેડિયો પરથી હિન્દી લશ્કરને એક લાખ ટન ચોખા આપવાની જાહેરાત કરી હતી. હિન્દી સરકારને દુષ્કાળ-પીડિત લોકોને રાહત આપવાને, બદલે પોતાનું નાક કપાવાનો વધુ ડર હતો. આ જાહેરાતનો સ્વીકાર ન કરાયો. આઝાદ હિન્દ સરકારના પ્રકાશનમંત્રી શ્રી. એસ. એ અય્યરે કોર્ટમાર્શલ અદાલતની સામે સરકારી વકીલદ્વારા થયેલી ઊલટ તપાસમાં આ વાતનો સ્વીકાર કર્યો છે કે આ જાહેરાત કેવલ લુખ્ખા પ્રચાર કે આંદોલનને માટે જ નહોતી કરવામાં આવી બ્રહ્મદેશના કોઈ પણ બંદરમથકેથી આ ચોખા સહેલાઇથી મોકલી શકાય એમ હતું.

બ્રહ્મદેશ, મલાયા તથા પૂર્વએશિયાના બીજા દેશોના હિન્દીઓના જાનમાલનાં રક્ષણનું જે કાર્ય આઝાદ હિન્દ ફોજે કર્યું હતું, એને માટે રંગૂનના ઇંડિયન ક્રિશ્ચિયન એસોસિયેશને અને બ્રહ્મદેશના ઇંડિયન એસોસિયેશને જાહેર રીતે એનો આભાર માન્યો છે, અને લાલ કિલ્લામાં નજરકેદ કેપ્ટન સહગલ પર એ મતલબનો તાર પણ મોકલ્યો છે. *આની પછી અત્યાચાર કરવાની જાપાનીઓની હેતુ જ નહોતી હીન* ભાવના નષ્ટ કરીને હિન્દીઓમાં આઝાદ ભાવના પ્રેરવામાં આવી જાપાની સત્તાનો નાશ થવા પછી, બ્રહ્મદેશ, મલાયા કે સિંગાપોરમાં લૂંટફાટ કે ધાડચોરીની એક પણ દુર્ઘટના બની નથી. રંગૂન પર ૨૩ મી એપ્રિલથી લગભગ પંદર દિવસ સુધી આઝાદ હિન્દ ફોજનો કાબૂ રહ્યો હતો. કેપ્ટન આર. એન અરશાદે અદાલતમાં વિસ્તારપૂર્વક એ દિવસોની ઘટનાઓનું બયાન કર્યું છે ૨૪મી એપ્રિલે રંગૂનથી વદાય થતી વેળા નેતાજીએ કર્નલ લોકનાયનને બ્રહ્મદેશ કમાનના જી. ઓ. સી, અને કેપ્ટન આર. એન. અરશાદને એના સ્ટાફ અફસર નીમતાં કહ્યું હતું કે આઝાદ હિન્દ સેના પાસેથી હિન્દીઓના જાનમાલના રક્ષણનું કામ લેવું અને અંગ્રેજ સેના આવી જતાં, યુદ્ધકેદીઓની

શરણાગતિ કરવામાં આવે. જાપાનીઓએ રંગૂન ખાલી કરી દીધું હતું. શહેરની વ્યવસ્થા આઝાદ હિન્દ ફોજે જાળવવી પડતી. પેટ્રોલ, પોલિસ, પહેરો વગેરેનું કાર્ય એમણે પોતાના હાથમાં લઇ લીધું. જાપાનીઓ જતાં જતાં ચોખા વગેરે રેશનના ગોદામો ખુલ્લાં મૂકી ગયાં. આઝાદ સૈનિકોએ એને લુટાતાં બચાવ્યાં. શહેરમાં હુલ્લડો, ઉપદ્રવ કે લૂટફાટ પણ એમણે ન થવા દીધી. ૨૬ મી એપ્રિલે કેપ્ટન અરશાદે જેલમાં જઇને અંગ્રેજ વિંગ કમાંડર એલ. હડસનની પણ મુલાકાત લીધી. અંગ્રેજ સેનાના વડા અધિકારી એ વેળા રંગૂનમાં જ હતા. કેપ્ટન અરશાદે એમને સ્વાધીન થતાં કહ્યું કે આઝાદ હિન્દ ફોજના સર્વ સૈનિકો પણ, યુદ્ધ કેદીઓની એમની સામે શરણાગતિ કરાવવા તૈયાર છે. એમણે એમને પોતાનું કામ ચાલુ રાખવાનો અને પ્રતિદિન સવારે એમને મળતા રહેવાનો હુકમ કર્યો. રોજ મિત્રસેનાના આવવાની રાહ જોવાવા લાગી. ૬ ઠ્ઠી જુને રંગૂન પર પહેલી વાર વાયુમાંથી આગ વરસાવવામાં આવી. વિંગ કમાંડર હડસનને એ બંધ કરાવવાનું કહેવામાં આવ્યું. એને માટે ટ્રાંસમિટર પણ લાવીને આપવામાં આવ્યું. પરંતુ વિંગ કમાંડર એનો ઉપયોગ ન કરી શકયા. ૩ જી મેએ મિગલડોનમાં આઝાદ હિન્દ ફોજવાળાઓએ કોઇક પ્રકારે, એક અંગ્રેજ હવાઇ જહાજને સંકેત કરીને નીચે ઉતાર્યું. એના અફસરને વિંગ કમાંડરની પાસે લઇ જવામાં આવ્યો, ત્યારે માલૂમ પડ્યું કે, જાપાનીઓ રંગૂનમાં છુપા રહેતા હોવાનો સંદેહ અને ભય હોવાથી ૪ થી મેએ રંગૂન પર ભીષણ હવાઇ અને દરિયાઇ ગોલંદાજી કરવાની યોજના ઘડવામાં આવી હતી. એ અફસરની સાથે આઝાદ હિન્દ ફોજના આદમીને બંદરીમથક પર ગોલંદાજી ન કરવાનો સંદેશ પહોંચાડવા માટે મોકલવામાં આવ્યા. એક હજાર પેરેશૂટ સૈનિકો આ ઉદ્દેશથી રંગૂનમાં ઉતારવામાં આવ્યા હતા. ચારેકોર સફેદ ઝંડા લગાવીને, બિનશરતી શરણાગતિની જાહેરાત કરવામાં આવી; ને ત્યારે જ રંગૂનને રાખ થતું અટકાવી શકાયું.

૪ થી મેએ અંગ્રેજ સેનાઓ રંગૂનમાં પ્રવેશી. ૨૬ મી હિન્દી પાયદળ પલટણના કમાંડર બ્રિગેડિયર લાઉડરના આવતાં જ, કેપ્ટન અરશાદે આઝાદ હિન્દ ફોજના કાર્ય અને સ્થિતિની પૂરી ચોખવટ કરી. એમની સામે શરણાગતિ ન સ્વીકારવાની વાત પણ રજૂ થઈ. એમણે એટલું જ કહ્યું કે, એવી શરણાગતિ ન સ્વીકારતાં, આઝાદ હિન્દ ફોજના સૈનિકો હજી પોતાની છાવણીઓમાં જ રહે, પરંતુ બધાં હથિયારો અને સૈનિકસામગ્રી એમને પહોંચાડી દેવામાં આવે. એમને યુદ્ધકેદી બનાવવાનો ઇન્કાર કરવામાં આવ્યો ને કહેવામાં આવ્યું કે બધા લશ્કરી આદમીઓએ ઇનસીન જેલ અને સેંટ્રલ જેલમાં ચાલી જવું જોઇએ. પરંતુ એને જેલ સમજવી ન જોઇએ. બીજે કોઇ સ્થળે વ્યવસ્થા ન થઇ શકવાથી આમ કરવું પડે છે. કર્નલ લોકનાથ જ એના સેનાપતિ રહેશે, અને એમની જ વ્યવસ્થા ને સત્તા ત્યાં રહેશે. આઝાદ હિન્દ ફોજનું ચિહ્ન ઉતારી લેવાનું પણ એ જ આશયથી કહેવામાં આવ્યું કે મિત્રસેનાઓએ એનો સ્વીકાર કર્યો નથી, ને તેથી એનું યોગ્ય સન્માન એઓ નહીં કરે. એનાથી અશાંતિ અને ગરબડ થવાનો ભય હતો. શ્રી. ભાદુરી સાથે આઝાદ હિન્દ સંઘ સંબંધે વાતચીત થતાં બ્રિગેડિયર લાઉડરે રાજકીય મામલામાં ન પડવાની તથા સામાજિક સેવા અને નાગરિક રક્ષણનું કાર્ય ચાલુ રાખવાનો અનુરોધ કર્યો. મહાસભાનું ઉદાહરણ ટાંકતાં અમને કહેવામાં આવ્યું કે રાજકિય બાબતોમાં બે વચ્ચે ગમે તેવો સંઘર્ષ હોય તો પણ, હિન્દુસ્તાનમાં આવાં કાર્યોમાં સરકાર સાથે સંપૂર્ણ સહકાર સાધવામાં આવે છે. આર્થિક તથા અન્ય પ્રકારની મદદ આપવાનું આશ્વાસન પણ આપવામાં આવ્યું. આઝાદ હિન્દ રાષ્ટ્રીય બેંકને પોતાનું કામ ચાલુ રાખવાની અનુમતિ આપવામાં આવી. કર્નલ લોકનાથનને ધરપત આપવામાં આવી કે આઝાદ હિન્દ ફોજના સૌ લોકોને હિન્દુસ્તાન પાછા ફરવાની સગવડ આપવામાં આવશે, ઉપરાંત અંગ્રેજ હિન્દી સેનાના સૈનિકો પાસેથી જે અત્યંત

જરૂરી કામ કરાવવામા આવે છે તે સિવાય શ્રમનુ બીજુ કોઇ કાર્ય એમની પાસેથી નહી કરાવવામા આવે

આ રીતે આ ૫દર દિવસો સુધી શહેરની આખી વ્યવસ્થા આઝાદ હિન્દ ફોજના હાથમાં રહી અને એણે સુવ્યવસ્થિત રીતે એ અગ્રેજોને સુપરદ કરી દીધી. અગ્રેજોને નથી એક ગોળી છોડવી પડી કે નથી કોઇ કુરબાની કરવી પડી પરતુ આ બધાનું ઇનામ શુ મળ્યુ.?

આ દુખાન્ત નાટકનો અત પણ વિશ્વાસઘાતથી જ આવ્યો એ જ અઠવાડિયામા અગ્રેજ અધિકારીઓનો સિક્કો ફરી ગયો. ઢીની છોડવામા આવેલી દોરીમા ગરદનને ફસાવી લેવામા આવી ૧૬ મી મેએ બ્રિગેડિયર લાઉડર 'આઝાદ રાષ્ટ્રિય બેક'મા ગયા આઝાદ હિન્દ સરકારની ૩૫ લાખની રોકડ સાથે બધા કાગળપત્ર અને રજિસ્ટર પણ જપ્ત કરી લેવામા આવ્યા ૨૮ મી મેએ શ્રી ભાદુરીને ગિરફતાર કરીને રગૂન જેલમા મોકની દેવામા આવ્યા સાત આઠ દિવસોમાં જ સેકડોને મુકદ્દમાની સમરી ટ્રાયલ કરીને અથવા એના વિનાયે ઠનસીન જેનમા કેદ કરી લેવામા આવ્યા લોકોને શક પડતા ઘેરી લેવામા આવ્યા અને લશ્કરી ચોકીઓ પર તેડી મગાવી પૂછપરછ કરવામાં આવી લગભગ લશ્કરી સત્તાવાળાઓની હકુમત જેવી સ્થિતિ પ્રવર્તી ગઇ આઝાદ હિન્દ ફોજની છાવણીઓને જ નજરકેદીઓની છાવણી બનાવી દેવામા આવી અને જે જ્યા હતા, ત્યા જ તેમને નજરકેદ કરી લેવામાં આવ્યા યુદ્ધના મેદાનમાં જેમને લેખિત આશ્વાસન આપવામા આવેના કે એમની સાથે યુદ્ધકેદીઓ જેવો વહેવાર રાખવામા આવશે, તેમને સામાન્ય કેદી બનાવીને, એમના પર દ્રોહ, હત્યા અને વિશ્વાસઘાતનાં સગીન મુકદ્દમાઓ ચલાવવામા આવે છે! ભારતના છેલ્લા સમ્રાટ બહાદુરશાહના દિવસોમાં થયેલ વિશ્વાસઘાતના ઇતિહાસની પુનરાવૃત્તિ દિલ્લીના જ લાલ કિલ્લામા ફરી થઇ રહી

લાલ કિલ્લામાં ભલે ગમે તેવાં નાટકો રચાય, પરંતુ આરાકાન, ઇમ્ફાલ અને પલેલની ટેકરીઓ, શિર સગર્વ ઊંચા રાખીને, ચિરકાલ આઝાદ હિન્દ ફોજના વીર સૈનિકોની વીરતાની સાક્ષી આપતી રહેશે. એમના શ્વાસોચ્છવાસથી પવિત્ર થયેલી ત્યાંની હવા, એમના વીરતાના સંદેશ એમના દેશવાસીઓને સદૈવ સંભળાવતી રહેશે. એમના સૂત્રો ને ગીતોથી ગાજતું અફાટ આકાશ, એમની વીરતા ને પુરુષાર્થની અમર કહાણી વર્ષો સુધી લલકારતું રહેશે. એમના રક્તથી રંગાયેલી ત્યાંની ધૂળ પર પડેલાં એમનાં પદ ચિહ્નો દ્વારા લખાયેલો બલિદાનનો ઇતિહાસ આવતી કાલની પેઢીઓ, સદીઓ સુધી યાદ કરતી રહેશે. આજે પણ એમના મહાન ઉત્સર્ગનું પુણ્ય સ્મરણ એમના દેશવાસીઓ આ સૂત્રોથી ગૌરવભેર કરી રહે છે કેઃ

ઇન્કિલાબ ઝિંદાબાદ !
આઝાદ હિન્દ ઝિંદાબાદ !
જય...... ............હિંદ !



# ચલો દિલ્લી

---

કદમ કદમ બઢાયે જા, ખુશી કે ગીત ગાયે જા,
એ જિંદગી હૈ કૌમકી, તો કૌમ પે લુટાયે જા,
વં શેરે હિન્દ આગે બઢ, મરને સે તું કભી ન ડર,
આસમાન તક ઉઠાકે સર, જોશે વતન બઢાયે જા.
હિમ્મત તેરી બઢતી રહે, ખુદા તેરી સુનતા રહે,
જો સામને તેરે ચઢે, વં ખાકમેં મિલાયે જા.
ચલો દિલ્લી પુકાર કે, કૌમી નીશાં સમાલકે,
લાલ કીલ્લા ગાઢકે, લહરાય જા, લહરાય જા.



# તિરંગી ઝંડાનું ગીત.

સર પર તિરંગા ઝંડા, જલવા દીખા રહા હૈ.
કૌમી તિરંગે ઝંડે, ઊંચે રહો જહાંમેં,
હો તેરી સરબુલંદી, જ્યું ચાંદ આંસમાં મેં.
તૂં માન હૈ હમારા, તૂં શાન હૈ હમારી,
તૂં જીત કા નિશાં હૈ, તૂં જાન હૈ હમારી.
હર એક બશર કે લબ પર, જારી હોં યે દુઆયેં,
કૌમી તિરંગા ઝંડા, હમ શૌકસે ઉડાયેં.
આકાશ ઔર જમીં પર, હો તેરા બોલબાલા,
ઝૂક જાએ તેરે આગે, હર તાજ તખ્તવાલા.
હર કૌમકી નઝરમેં, તૂ અમન કા નિશાં હો,
હો ઐસે મુઅસ્સરકી, સારા તેરા જહાં હો.
મુશ્તાક યે નવાબી, ખુશ હોકે ગા રહા હૈ,
સર પર તિરંગે ઝંડે, જલવા દિખા રહા હૈ.
કૌમી તિરંગે ઝંડે ઊંચે રહો જહામેં,
હો તેરી સરબુલંદી, જ્યું ચાંદ આસમાં મેં.



# જય હો.

સબ સુખ ચૈનકી બરખા બરસે,
ભારત ભાગ હૈ જાગા.

પંજાબ સિન્ધ ગુજરાત મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગા,
ચંચલ સાગર વિન્ધ્ય હિમાચલ નિર્મલ જમુના ગંગા,

તેરે નિત ગુન ગાયેં,
તુઝસે હમ જીવન પાયેં,
જબ જબ પાયેં આશા

સૂરજ બન કર જગ પર ચમકે, ભારત નામ સુભાગા.

જય હો, જય હો, જય હો,
જય જય જય જય હો.

સબકે દિલમેં પ્રીત બસાયે તેરી મીઠી બાની,
હર સૂબેકે રહનેવાલે હર મઝહબકે પ્રાની,

સબ મતભેદ મિટાકે,
ગોદમે તેરી આકે
ગૂંથે પ્રેમકી માલા'

સૂરજ બન કર જગ પર ચમકે, ભારત નામ સુભાગા,

જય હો, જય હો, જય હો,
જય જય જય જય હો.

સુબહ સબેરે પંખ પખેરૂ, તેરે હી ગુન ગાયેં,
સુબાસ ભરી વો મસ્ત હવાયેં, જીવનમેં ઋત લાયેં.

બોલો સબ જન પ્યારે,
જય જય હિન્દ કે નારે,
પ્યારા દેશ હમારા,

સૂરજ બન કર જગ પર ચમકે, ભારત નામ સુભાગા.

જય હો, જય હો, જય હો,
જય જય, જય જય હો.

## જેનું તારનું સરનામું

# ‘ચલો દિલ્લી છે’

તે બહાર પાડે છે……

| | | |
|---|---|---|
| ૧ ચલો દિલ્લી | યશપાલ પરિખ | ૨-૦-૦ |
| ૨ ચલો દિલ્લી | સોપાન | ૫-૪-૦ |
| ૩ ‘નવ ઓગસ્ટ’ | વનવાસી | ૩-૮-૦ |
| ૪ જય હિંદ (મરાઠી) | સત્યદેવ | ૩-૦-૦ |
| ૫ જય હિંદ (હિંદી) | | ૨-૦-૦ |
| | પક્કા બાઇંડીંગ | ૩-૦-૦ |
| 6 Students Fight Slavery | —by A. I. S. C. | 0-6-0 |
| 7 Flames of '42' | —by V. S. Jhavery | 15-0-0 |

(100 Photographs with Messages from leaders.)

## જય હિંદ બુક ડેપો

૧૯, વિઠ્ઠલભાઈ પટેલ રોડ
સી. પી. ટૅંક મુંબઈ ૪.